શ્રી,

શ્રી નાદોલવાશી

દ્વિવેદી રણછોડલાલ કુબેરદાસની

# બાળ યૌવનલીલાનાટકનાં

## ભાષણ સાથે ગાયનો.

---

રચનાર,

દ્વિવેદી ઊગરેશ્વર ભગવાન.

છપાવી પ્રસીધ કરનાર,

દ્વિવેદી ચુનીલાલ કુબેરદાસ.

આવૃત્તી ૧ લી.

સંવત ૧૯૫૬. સને ૧૯૦૦

---

અમદાવાદ

શ્રી"મુદ્રણકલામંદિર" લિમિટેડ, ખાડિઆ.

---

કીંમત ૪ આના.

શ્રી.

શ્રી નાદોલવાશી

દ્વિવેદી રણછોડલાલ કુબેરદાસની

# બાળ યૌવનલીલા નાટકનાં

ભાષણ સાથે ગાયનો.

---

રચનાર,

દ્વિવેદી ઊગરેશ્વર ભગવાન.

છપાવી પ્રસીધ કરનાર,

દ્વિવેદી દવે ચુનીલાલ કુબેરદાસ.

---

સંવત ૧૯૫૬. સને ૧૯૦૦-૧૯૦૧

અમદાવાદ

શ્રી "મુદ્રણકલામંદિર લિમિટેડ, ખાડિઆ.

આવૃત્તી ૧ લી.

પ્રત ૫૦૦.

કીંમત ૪ આના.

શ્રી

# શ્રી ગણેશાયનમઃ

## કતારો.

નંદપુરીમાં નીવડયા દીપકરૂપ રસાળ,
ઔદીચ્ય ઉત્તમ કુળમાં કુબેર દવેના બાળ;
રત્ન રમુજી રાખવા જગમાં અમ્મર નામ,
પ્રગટયા શુભ સ્થાનમાં રણછોડલાલ ઠીક ઠામ;
બાળ લીલા બળ બહાદુરી કેવી કરીને આપ,
યૌવનમાં યશ મેળવો તનમાં વેઠી તાપ;
સર્વ હકીકત હાલમાં નાટક રૂપે થાય,
સભાસદોના મનનો જોતાં સંદેહ જાય.

૭૩૫૯

# બાળ યૌવન લીલા નાટકનાં ભાષણ સાથે ગાયનો.

અંક ૧ લો.

સર્વ પાત્રો— મંગળાચરણ.

વંદુ વિદારો કષ્ટ વીશ્વપતી,
જગકર્તા જય કરજો ધરજો, વિનતી કર્યું મ્હારી;
જાણી બાળ, હે કૃપાળ, દેજ્યો દીર્ઘ મતી. વંદુ.
બાળ છીએ નીરાધાર, કરો સુખ અપરંપાર;
પ્રભુ દુખ હરનાર, વિનવિયે વારંવાર. વંદુ.
મન ધારેલું મ્હેર કરીને, પુરજ્યો મનુની આશ;
જાણી બાળ, હે કૃપાળ, દેજ્યો યશ અતી.
વંદુ વિદારો કષ્ટ વીશ્વપતિ.

ભાષણ.

**સુત્રધાર**—આહા આજે આ નવરંગ ભૂમી ઉપરનો દેખાવ જોઇ મારા મનને તો એટલો આનંદ થયો છે કે કંઇ કહી શકાય તેવો નથી. માટે લાવ્ય જરા આ રમણીક સ્થળમાં મારી પ્રિયાને બોલાવી એક મધુર ગાયન કરાવું. અરે પ્રિયા! તું જ્યાં હોય ત્યાંથી જલદી બ્હાર આવ્ય.

**નટી**—પ્રાણનાથ પ્રણામ કરૂ છું. શી આજ્ઞા છે?

**સુત્રધાર**—પ્રીયા આજેની આ શોભા દેખી મારૂ મન ઘણું

પ્રફુલ થએલું છે માટે તું એક મધુર ગાયન કરે તો વળી કેવી ખુબી જામે ? માટે ગાઇ બતાવજે—મને કેમ થાય છે.

**નટી**—પ્રાણનાથ આજે શું આપનો જીવ ઘેલાહારે પડયો દેખાય છે કે કેમ ?

**સુત્રધાર**—ના ના મારી વહાલી પ્રીયા હું ઘેલો નથી થયો પણ આજે મને ઘણો આનંદ લાગે છે માટે એમ બોલું છું. તું વહેમ છોડી સત્વર મારા હુકમનું માન્ય કર.

**નટી**—બહુ સારૂં, જેવી પ્રાણનાથની આજ્ઞા.

## ગાયન ૧ લું.

સુખકર મનહર નજર જગતપર, મુખ મોરલીધર પર બલહારી.—ટેક
અકળ કળા કળી કેમ શકાય, વદ વીસારદ નારદ ગાય;
કરે પલકે ચિત્તમાં જે ચ્હાય, નેકનીયંતાનો ન મનાય. સુખ.
નમન કરી કરે રમણ જે નિત્યે, દ્રઢ તનમનથી રંકની રીતે;
તે પદ ચરણનું પામ તું પ્રીતે, સકળ આ મોહની ચોસર ઝીતે.

**સુત્રધાર**—વાહ ! મારી વાહાલી પ્રીયા ! તારૂ મધુર ગાયન સાંભળી મને પુરો આનંદ પ્રાપ્ત થયો છે. પણ હજુ પ્રીયા આવા આનંદ ઘણીવાર ટકાવી આ આપણા બીરાજેલા આર્ય બંધુઓને ઘણો આનંદ આનંદ આપવો છે માટે જાતું આગળ જઇ આપણા સગુણીપાત્રોને તૈયાર કર એટલામાં હું આવું છું.

**નટી**—જેવી પ્રાણનાથની આજ્ઞા.

**સુત્રધાર**—અહો ભારતવાશી આર્ય મહાશયો ! આજે આ ગુર્જર રંક ભૂમી ઉપર આપને આમંત્રણ કરી તેડાવવાનું શું કારણ તેનુ હું એક ટુકાંણમાં લેકચર આપવાની રજા લેઇ બોલું છું કે, શ્રી નાંદોલ નિવાશી દ્વિવેદી માસ્તર રણછોડલાલ કુબેરભાઇના મનમાં એવુ આવ્યું કે મેં જે મારી બાળવયમાં તથા યૌવનવયમાં જે લીલાઓ

કરેલી તે હું કહી બતાવું. એમજ નહીં પણ એક નાટકના રૂપમાં આબેહુબ ચીતાર કરી ભક્તમાં જાહેર કરૂં. એમ વીચારીને મારા કુટુંબી કવી ઊગરેશ્વરભાઇની પાસે રચાવી મારૂં સગુણ ચરીત્ર બ્હાર પાડું છું તે સ્વીકારશો એવી સેવક આશા રાખી હવે રજા માગે છે.

**ગાયન ૨ જું.**

**રણછોડલાલ**—

આજ જઇ વીદ્યાશાળામાં મન ધારેલુ કરવું છે,
માસ્તર મારો મથી મરે પણ ફક્કડ થઇને ફરવું છે. આજ.
ભણતાં ભૂલ કદાપી આવે તો ટાળીને નડવું છે,
લપડ થપડ મારીને પણ પહેલે નંબર ચડવું છે. આજ.
ખરેખરા વિચાર પ્રમાણે આ વખતે ઊતરવું છે,
થાય ગમે તેવી રીતે પણ ક્યાં કોઇનાથી ડરવું છે. ? આજ.

**ભાષણ**—આજના વિચાર પ્રમાણે ખાસ વર્તવું છે. પણ મારા પ્રાણપ્રિય મિત્રો નિત્યના ટાઇમ ઊપર પા કલાક જાદે થયો પણ હજુ સુધી કેમ નહી આવ્યા હોય વારૂ ! કે મને મુકીને આજ આગળ ગયા હશે? અરે ઇશ્વર હવે મને કેમ સમજણ પડે ?

**મીત્રો**—આહાહા ! અલ્યા આપણા પ્રિય મિત્ર રણછોડલાલભાઇ તો આ આગળ આવીનેજ ઊભા છે. કેમ પ્રીયમીત્ર.

**રણછોડલાલ**—વહાલા મીત્રો સારૂં પણ હું તમારી ઘણા વખતથી વાટ જોઊં છું.

**મીત્રો**—પ્રીય ભાઇ અમે ત્યારે તમને ખોળતા હતા.

**રણછોડલાલ**—ચાલો ભાઇ ઠીક થયું. પણ આજે હું તમારા માટે નાના વિધનાં પકવાન લાવ્યો છું માટે ચાલો આપણે એકાન્તે બેશીને ખાધા પછે નીશાળે જઇએ.

**મીત્ર**—પ્રીય ભાઇ તે આપ ઠીક કહોછો; પણ અમારા માટે

ખાલી નાણું નીત્ય તમે શું કરવા ખરચો છો? આમ તો તમારૂ ઘર નહીં પોંચે, પછે જેવી મીત્રની મરજી.

**બીજો મીત્ર**—લે બેશને હવે ડા'પણ ડાહ્યા. ખાવા તો સ-ઊના કરતાં પહેલો ધાય છે અને મીત્રની આગળ મીઠું બોલી એમના મનને સારૂં મનાવે છે? શું તારા જેવું મીઠું બોલતાં કોઇને નહીં આવડતું હોય? પણ જે ખવરાવતો હશે તે તો ખવરાવશે પણ કાંઇ તારા મારાથી બને તેમ છે?

**મીત્ર**—ઠીક ઠીક હવે ઠગભાઇ બેશ છાંનોમાનો. હું તને મીત્રનું મફત મારી ખાનાર ઓળખુ છું, પણ કાંઇ મીત્રને રૂપીયા વાડમાં બાડમાં ઉગતા હશે!

**બીજો મીત્ર**—જો અલ્યા વધારે બોલવાથી. આગળ વધી પડશે માટે થોડેથી મીઠાશ રાખેતો ઘણું સારૂં. નહી તો મેં પછે બંગડીઓ પેરી નથી.

**રણછોડલાલ**—અરે મીત્રો! મને ઇશ્વરે આપ્યું છે તો તમને નીત્ય આનંદ આપું છું તેમાં તમે ખાલી શું કામ લડો છો? નહી નહી, તમારો આવો સ્વભાવ મને ગમતો નથી. નાહક ખાલી વહા-લામાં વિરોધ કરવો તે કાંઇ સારા માણસની રીત નથી. માટે ચાલો ઝટ કરો નહી તો આપણો વખત થશે.

**મીત્ર**—અહા મીત્ર તમે બરોબર કહો છો તેમ વખત પણ થયો છે. માટે જલદી ઉઠો.

## ગાયન ૩ જું.

**રણછોડલાલ**—

ચાલો ચાલો મીત્રો ચાલો હવે કરવી નહીં વાર,
સામેવળીયા મને સંતાપી નિત્ય કરે છે નીરાશ;

**મીત્ર**—કારણ શું તે કહી દો અમોને વરતાવીયે જઇ ત્રાસ,
માથું દેઇએ મીત્ર શીદને તારા મનમાં રાખેરે. ચાલો.

**ભાષણ**—અરે મારા પ્યારા મીત્ર તને આપણા સામેવળીયા છોકરા શું સંતાપે છે તે સત્વર જણાવો.

**રણછોડલાલ**—મીત્રો બીજું કંઈ નહીં પણ મારા ખરા પાઠને તથા હીસાબને ખોટા પાડી મારો નંબર ઉતારે છે.

**મીત્રો**—હરકત નહીં. એજ કે બીજું કંઇ ?

**રણછોડલાલ**—નહીં મીત્ર એજ. બીજું તો એ મને શું કરે તેવા છે? પણ આવી અદેખાઇ મારી કરેલી મહેનતને માથે પરીક્ષા વખતે નુકશાનકારક છે કને? માટે મીત્રો આજ તો મારા મનનો વિચાર એવો છે કે એ લુચ્ચાઓની ખરી ખોડ ભુલાવવી છે. માટે જો લાંબું થઇ પડે તો મીત્રો તમારી શી મરજી છે ?

**મીત્ર**—મીત્ર જેવી તમારી મરજી તેવી અમારી. તેમાં શું પૂછોછો? માટે આજ ખાશી રીતે આપણે જેવા નીશાળમાંથી છુટીએ તેવા હથીયારબંધ એકાંત જગો ઊપર છુપી રીતે રહીને જેવા એમ દોરમત આવે તેવાજ ખંચેરીને ખોડ ભુલાવંવી એજ કે બીજું ?

**રણછોડલાલ**—નહી, શાબાશ મીત્રો એજ રીતે.

**મીત્ર**—કઈ હરકત નહી ચાલો. હવે પણ જોજયો અલ્યા હો! આજ મીત્રના ખાધેલા પૈસાનો કેવો બદલો વાળો છો ?

**બીજા મિત્રો**—ઠીક છે તે હાલમાં છે કે એ વખતે છે?

**નીશાળ** ગુરૂને સલામ.

## ગાયન ૪ થું.

**સલામ, સલામ, સલામ, ગુરૂ દેવ છે સલામ;**
**ઇશ શીશના વડીલ વંદીએ તમામ. ટેક.**
**માત પીતાને પાએ લાગી, પગલું દીધું બહાર;**

વિદ્યા દેવીને પણ ભાવે, નમીએ વારંવાર. **સલામ.**
**સરસ્વતી** માતા દીનની, દાતા નમે તમારા દાસ;
કુમતી હરવા શુદ્ધ ઊચરવા, કરો જીવ્હાએ વાસ. **સલામ.**
ઇશ્વર એક નિયંતા, તારી સેવક માગે સ્હાય;
વંદન માંની વહારે ચડજયો, ઇચ્છા પુરી થાય. સલામ. (૩)

**ગુરૂજી**—પુત્રો કલ્યાણ મસ્તુ–ચાલો પોત પોતાનાં પુસ્તક સાચવજો હું આવું છું.

**છોકરો**—ઠીકભાઇ વહેલા આવજો.

## ગાયન ૫ મું.

**રણછોડલાલ**—

પહેલે નંબર પડયા પછેથી ઝડયા ન હઠીએ હાલ.
એ શું કરશે લડેથી મરસે કરગરસેં કંગાલ; પ્હેલે.
સામંદ સુરો બળનો પુરો નથી અધુરો લેશ,
મીત્ર મંડળી માહાબળવાળી પટકું ઝાલી કેશ; પ્હેલે.
માસ્તર બોલે તરણા તોલે તો ગણવાનો આજ,
જોર બતાવે તો ઝાલીને વાળું જુની દાજ; પ્હેલે.

**ભાષણ**—ચાલો આજનો ધારેલો વિચાર તો ફ્ત્તેહ કરીએ પછે જેમ થવાનું હશે તેમ થશે. જય ભગવાન.

**છોકરો**—એ સાહેબ ત્યાં આવીને કયાં બીરાજો છો. મારૂં ગરીબનું કહ્યું માની આપને ઠેકાણે ઝટ લેઇને પધારો. નહીંતો ખાલી જુદા પડશો.

**રણછોડલાલ**—એમ કે ?

**છોકરો**—એમ નહી તો કેમ વારૂ. કાંઇ ડુખરાવો છો શું ?

**રણછોડલાલ**—ચુપ લુચ્ચા, નહીં તો એક લાત મારીશ.

**છોકરો**—માર્યું માર્યું હવે ઝટ લેઇને ઉઠ નહી તો તારો મીજાજ ઉતારી દેઇશ.

## ગાયન ૬ ઠું.

**રણછોડલાલ**—

બસ કર બુદ્ધીહીણા બદલો કાઇં દીન વાળીશ તારો;
કહ્યું કદાપી નહીં માને તો કરીશ દુનીયાથી ન્યારો. બ.
છો–અનર્થ શું કરે–કેમ ન ડરે, શું છકી ગયો તે કહે (૨) બ.

**રણછોડલાલ**—સાળા, છાનો માનો બેશ નહીં તો આજ તારૂં મોત આવ્યું છે.

**છોકરો**—જો અલ્યા વિચાર કરીને ગાળ દેજે નીકર માથામાં આ પાટી પછાડીશ.

## ગાયન ૭ મું.

**રણછોડલાલ**—

કેમ મતી ફરી તારી નીચ મુર્ખ દુરાચારી; (કેમ)
મનાવીશ તને મારી હરામી તું જઇશ હારી બેટો બરો.
બરધારી મનધરી આજે હામ હવે ન છોડું આ ઠામ;
સાધવાને માહારૂં કામ, કયું માની કયું માની ભાઇ મારૂં.

**છોકરો**—ઠીક ઠીક ઠીક. કેમ.

**છોકરો**—છકી ગએલા શું તારે મને મારવો છે? ઉભોરે હું તારો મીજાજ જોઊં છું. જુઓ સાહેબ પેલા રણછોડલાલ મારા આગળ આવીને મારો નંબર છીનવી લેવા બેઠા છે અને હું ઉઠો કહું છું એટલે મને મારીને ગાળો દે છે.

**ગુરૂજી**—કેમ રૂપાળા રંગીલા સતના સંગીલા છળકપટમાં શોભા વધારો છો કે કેમ? જરા મહેરબાની કરીને ઇશ્વરથી ડરીને

વારૂ અહીંયાં આવો તો કેવું સારૂં?

**રણછોડલાલ**—જેવી ગુરૂજીની આજ્ઞા.

**ગુરૂજી**—કેમ આ છોકરો જે કહે છે તે વાત ખરી છે!

**રણછોડલાલ**—હા સાહેબ.

**ગુરૂજી**—ઠીક કેમ તમારો આજ કંઈ મીજાજ ઠેકાણે નથી કે શું વારૂ?

**રણછોડલાલ**—એમ હોય. કામ કરવું હોય તો કાંક કળથી ને કાંક બળથી.

**ગુરૂજી**—એશ એશ આજ કાંક બરોબર બેવકુફી લાગે છે.

**રણછોડલાલ**—ગુરૂજી સારા માણસને સતાવવાથી સાર નહી જડે.

**ગુરૂજી**—એમ કે?

**રણછોડલાલ**—હા સાહેબજી.

## ગાયન ૮ મું.

**ગુરૂજી**—

બોલો બોલો વીરા કરીને વિચાર, છકી શું ગયા છેક તમેરે.
ગુણ ભુલી ગુરૂનો બન્યા ગુમાર. છકી.
મન ભાવ્યું ભણી મેલી મર્યાદ. છકી.
નહીં ચાલે હાવો ઠેઠ સુધી નાદ. છકી.
આવા લક્ષણે અતિ થશો હેરાન. છકી.
ભલા માણસ રાખોને જરા ભાન. છકી.

**રણછોડલાલ**—ગુરૂજી ક્ષમા કરો. નહીં તો પછી મારી જીભ ઝાલી નહી રહે તે ઘડી વિપરિત થશે.

**ગુરૂજી**—બસ બસ તારી જબાન બંધ કર નહીં તો આ

વખતે પુરૂં અપમાન પામીને ઘેર જઇશ.

## ગાયન ૯ મું

**રણછોડલાલ—**

શાન્ત થાઓ મારા શાણા સરદાર; (૨)
ગુરૂજી—બસ બસ દુર ખસ નહીં બોલ જા જા. શાં.
ધીક્કારો શું મને પ્યારા ગુરૂ ગુરૂ ગુરૂ પુરૂ લક્ષમાં ન લે;
તામુકો અધુરૂં અધુરૂં વદો કરીને વિચાર.
નહીં બોલ જા જા શાન્ત.

**ભાષણ—રણછોડલાલ—**ગુરૂજી માફ કરો.
**ગુરૂજી**—નહી નહી ચાલ નીકળ.
**રણછોડલાલ**—ઠીક સાહેબ, સલામ.
**ગુરૂજી**—બહુ સારૂં જા આમ.

## ગાયન ૧૦ મું.

**રણછોડલાલ—**

બ્હાર નીકળ બેટા અંદરથી આજ દશાં જો જે તારી;
ફરીયાદીનું ફળ દેવાને જો આગળ જઊં છું ધારી.
અલ્યા હરામી તું ઊઠી ઝટ આવ્ય એકવાર;
ખોડ ભુલાવું ખાંતીલા મારી પુરો માર.
લુચ્ચાઇ કરીને મને કીધો છે લાચાર; બા.
કદી ચાડી ચંડાળ કરે નહી ભય એવો આપું ભારી.

## ગાયન ૧૧ મું.

**ફરી છોકરો—**

જા જા જોર જણાવી તારૂં કરવું હોય તે તું કરજે.

મગજ ભમેલો હું પણ સામો મનમાં હોય તો મદ હરજે.
ખરી વાતમાં શો ખાર, યાર કરને વિચાર;
એમાં ભારે ભય શાનો બતાવે આ વાર. ખરી વા.
મારી નાંખવા મનમાં હોય તો, જા ઠરવું હોય ત્યાં ઠરજે મ.

**રણછોડલાલ**—ઠીક ઠીક બેટા એકવાર તું બ્હાર આવ્ય પછે તારી વાત છે.

**છોકરો**—જા જા હવે તારાથી થાય તેમ કરી નાંખજે.

**રણછોડલાલ**—વારૂ વારૂ.

**ગુરૂજી**—ચાલો ભાઈ પોત પોતાનાં પુસ્તક વગરે સંભાળી છુટી જાઓ.

**શિક્ષકો**—જેવી ગુરૂજીની આજ્ઞા.

**મીત્રો**—કેમ પ્યારા મીત્ર આપણે પેલા વિચાર પ્રમાણે કરવું કે નહી? કહો આપનો શો હુકમ છે?

**રણછોડલાલ**—મીત્રો કરવું અગર ન કરવું એ તમારી મરજી ઉપર છે પણ જે બીના નીશાળમાં બની તે કેવાં વીચાર વાળી લાગે છે?

**મીત્ર**—મીત્ર એમ શા માટે બોલો છો. આ દેહ ઇશ્વરે તમારા માટે તો પ્રાપ્ત કર્યો છે અને તમારો આત્મા કશા કારણથી દુખાવો નહીં. આપણા શત્રુઓને આવતા રોકીને બરોબર શીક્ષા આપવી અને મીત્રનું વહેર લેવું એ અમારા મીત્રોનો ખરો ધર્મ છે. માટે ચાલો આપણે છુપી રીતે હાથમાં સોટીયો લેઇને ઉભા રહીયે.

**રણછોડલાલ**—સાબાશ, મારા શુરા મીત્રો તમારી મીત્રાચારીને ધન્ય છે. ચાલો ત્યારે.

**મીત્રો**—તૈયાર તૈયાર તૈયાર.

**ગાયન ૧૨ મું.**

**સામી ટોળી-**

ચાલો ચાલો મીત્ર ચાલો, હો, ચાલો. (૨)
રમત ગમત આપણ કરીયે હવે નથી કંઇ બીક;
મે'તાજીનો ડર હવે નથી ભાઈ આવ્યો છે હાક. ચાલો. (૨)
મીત્ર-શું તું બકે અલ્યા ઘેલો થઇને ગમતની શી વાત;
મીત્ર આપણાનું સુખ ઉદાશી કેમ લાગે પુછો ભ્રાત. ચાલો. (૨)

**મીત્રો**—હેં હેં હેં અલ્યા તું શું કહે છે.

**મીત્ર**—શું તે શુંશુંનાં બચ્ચાં! શું કાને બેરા થયા છો?

**મીત્રો**—ના ના ભાઇ બેરા તો નથી થયા પણ તારૂં બોલેલું ગમતમાં માર્યું ગયું. માટે મહેરબાની કરીને ફરી બોલો.

**મીત્ર**—મીત્રો મેં તો તમને એમ કહ્યું કે તમે ગમત કરો છો અને આ આપણો મીત્ર દીગ્મુઢ જેવો બનીને વેગળો કેમ ઉદાશ થઇ ઉભો છે એમ કહ્યું માટે આપણે પુછો તો ખરા એને શું દુ:ખ છે?

**મીત્ર**—હા ભાઇ તમારૂં કહેવું બરોબર છે માટે ચાલો એને પુછીએ.

**ગાયન ૧૩ મું.**

**મીત્રો—**

કેમ લાગે છે મીત્ર ઉદાસ ઉદાસ. (કેમ)
મનમાં તનમાં બોલ તું એવું શું છે દુ:ખ તમને અમને કહેને ધીર ધીર. (કેમ) (૨)
બોલ બોલ બોલ ઝટ લેઇ આ વાર દીલગીર કેમ છે, શોચ

કરે છે કહે વીર વાત મુકી ઉતપાત મનનું તનનું આજ
આપ ધરી ધીર. (કેમ)

**ભાષણ**—આહાહા મારા પ્યારા મીત્ર તારા કોમળ હૃદયમાં આજે શી પીડા પ્રાપ્ત થઇ છે તે તું જલદીથી જણાવ.

## ગાયન ૧૪ સું.

**મીત્ર**—

મીત્રો સુણોને વિનતી મારી, આજ કોપ થયો છે ભારી;
ચડી રણછોડલાલની સ્વારી. આજ.
હાય હાય હવે કેમ થાય, રાખો શરણે હવે ન રહેવાયરે;
મારી નાંખવા મેલ્યો છે ધારી. આજ.
કરશે હાલ બેહાલ અમારા, પુરી પંચાતમાં પડયો પ્યારા;
માટે મુંજને લ્યોને ઊગારી. આજ.

## ગાયન ૧૫ સું.

**મીત્રો**—

મીત્ર મુકી દે શોક તમામ, ખાલી હીંમત હારે શું કામ;
તારી પક્ષમાં છીયે આ ઠામ. ખાલી૰
પ્હેલા જીવ આપીશું અમારા, ચીંન્તા મેલી દે પ્રાણથી પ્યારા;
સુખે આવે એનું બધું ગામ. ખાલી૰
મિત્રો ઉભા રહ્યા મિત્રની વ્હારે, જોજયો યુદ્ધમાં કોઇ ન હારેરે;
સાચો સાચવી કરવો સંગ્રામ. ખાલી૰

**ભાષણ**—મિત્ર તું તારા દીલમાં બીલકુલ દીલગીર થતો નહીં એ છકેલાથી શું થવાનું છે ? તેમ છતાં કદી એના મીત્રની મંડળી સાથે જો લડવાને મનસુબે આવશે તો પરમેશ્વરે સૌને બે હાથ આપ્યા છે માટે ચાલ તું કલેશ કંકાસ કરતો નહી ચાલ સુ-

એથી ચાલ એ શું કરનાર છે.

**ગાયન ૧૬ મું.**

**રણછોડલાલ—**

બહાદુર મીત્રો બહાર નીકળો શત્રુનો કરવા સંહાર;
બળવાળી ટોળીને બાંધી મન મેહલીને મારો માર. બ.
મીત્રો હરકત નહી હાજર છૈયે પણ કયાં છે સેનાનો સરદાર;
ચાંચણનીવત્ ચોળી એને બાકીનો બીજો વિચાર. બ.

**સામા છોકરા**—નાશ અલ્યા નહી તો મરવાનો. નક્કી કહું છું મરશે યાર.

**બીજો**—હા તું વાત બરોબર કહે છે, નાશ હવે નહી કરવી વાર.

**રણછોડ**—પકડો આ ઉભો પાપીને મીથ્યા મોઢેથી બકનાર.

**મીત્રો**—ઠીક દસેલો મનમાં આતો જનમાન્તરનો છે નાદાર બહાદુર મીત્રો.

**છોકરો**—અરે ઇશ્વર હવે મારી શી ગતિ થશે. ?

**રણછોડલાલ**—કેમ દીકરા હવે ગગનના તારા દેખાડું કે ?

**ગાયન ૧૭ મું.**

**ગુનેગાર છોકરો—**

ભાઇ ક્ષમા કરો મને ગણી તમારોરે, (૨)
આજથી દાસ, થઇને ખાસ, રહીશ પ્યારા, ટાળીને ત્રાસ,
વેદના વીદારોરે. ભાઇ ક્ષમા કરો.
મેં ગુનો કર્યો તે તમે વીસારોરે, (૨)
ગણી ગમાર, હજારવાર, હું છું લાચાર, તમારો યાર હર્ષથી
ઉગારોરે. ભાઇ ક્ષમા.

**રણછોડલાલ**—પ્રીય મીત્રો આ કર્મ હીણો તો કરૂણારસ

વાપરીને કરગરી પડે છે માટે કહે હવે એને શું કરવું ?

**મીત્રો**—મીત્ર વીવેકસર વાત કરતાં વહેરી તો નહી ધારો.

**રણછોડલાલ**—શાબાશ મીત્ર શાબાશ તમે સમજણ વીનાના શબ્દો વાપરી મને શરમાવા જેવું શું કરો છો? કોઇ ખરી વાતમાં ખાર લાવતું હશે ખરૂં ?

**મીત્રો**—ત્યારે તો મીત્ર જો તમે ખરૂં બોલાવો તો પોતાનો ગમે તેવો શત્રુ હોય ને સહાયતા માગે તો એનું રક્ષણ કરવું એ શુદ્ધ શાસ્ત્રનો ધર્મ છે.

**રણછોડલાલ**—શાબાશ મીત્રો તમારો અને મારો મત એક રૂપ છે માટે આ માણસને ગુનામાંથી મુકત કરવા મારી ખાસ મરજી છે. એમ ધારી જા ભાઇ તને આજ અમે નીર્દોષી ગણી મુક્ત કરીએ છીએ પણ આ શીક્ષા યાદ રાખી કોઇ બળીયા સાથે બાથ ભીડતાં ઊંડો વીચાર કરજે.

**ગુનેગાર છોકરો**—ઠીક વડીલ આપની શીખામણ અંગીકાર કરી તમને આશીષ આપું છું કે તમારૂં ઇશ્વર કલ્યાણ કરજો.

**મીત્રો**—શાબાશ મીત્ર તારા જેવા પરમ કૃપાળુ ને પવીત્ર માણસો આ જગતમાં ઓછાજ હશે. ધન્ય છે.

**રણછોડલાલ**—પ્યારા મીત્ર તમે મને આટલી બધી શાબાશી આપોછો તે શોભતી નથી. કારણ કે હું જ્યાં જય પામુંછું તે આપના જોરથી તો એ મારી બ્હાદુરી શ્યાની? માટે તમારે હવે ટદી હાવાં અયોગ ભાશણ વાપરવાં નહીં કારણ હું શરમાઊંછું.

**મીત્રો**—પ્રીયમીત્ર તેમાં અમે બીલકુલ આપને શરમાવા જેવું બોલતા નથી. માટે કોઇ પ્રકારનો અફસોસ કરતા નહીં.

**રણછોડલાલ**—ના ના તેના માટે હું કંઇપણ મનમાં નથી લાવતો, પણ મારે આજ એક આપને વિનતિ કરવાની ફરજ પડી છે.

## ગાયન ૧૯ મું.

**રણછોડલાલ**—

મીત્ર સુણો મારી વિનતી મારે જાવું વિદેશ.
આપો રજા મને હર્ષથી મુકી મનનો કલેશ. મીત્ર.
સિદ્ધપુર ગામ સોયામણું સરસ્વતીને તીર,
ત્યાં છે પિતા માતા માહાત્નનાં માટે જવું છે વીર. મીત્ર.
તીર્થ ભૂમી ભાવી મનમાં મોટું મોક્ષનું ધામ,
પ્રાશ્ચીત પળમાં બળે સઊ ત્યાં કરવાથી મુકામ. મીત્ર.

## ગાયન ૨૦ મું.

**મીત્ર**—

પ્યારા મીત્ર ક્યાં તમે કરવા ધારો વિયોગ,
સ્વાર્થીયા થઇ આ સમે સાધો આપનો જોગ. પ્યારા.
પ્રેમની દોરીના પાસમાં બાંધી મારો શું કામ,
તમ પાખે પ્યારા પલકમાં તજીએ પ્રાણ તમામ. પ્યારા.
ક્ષણે ક્ષણે સુખ આપનું વીરા વીસરે કેમ.
આપ જવાથી જોરે પડે કેળ વીજળી જેમ. પ્યારા.

**રણછોડલાલ**—મીત્રો તમારા મનમાં આવું માઠું શા માટે લાવો છો? નહીં નહીં મારા પ્યારા ભાઇયો તમે ખુશી થઇ મને રજા આપો કારણ મારે સિદ્ધપુરની યાત્રા કરવાનો પુરો ભાવ છે માટે મારા રંગમાં ભંગ ન કરો તો હું તમારો મોટો ઊપકા-

ર માનીશ. અને હું જઇશ પણ તમારા પ્રેમનો માર્યો પાછો થોડા વખતમાં આવ્યા શિવાય રહેનાર નથી એ જરૂર જાણજો.

**મીત્રો**—ઠીક ભાઇ, તમે યાત્રાનું નામ દીધું માટે અમારે ખાલી દેવના બંધનમાં શા કારણથી આવવું જોઇએ માટે તમે સુખેથી પધારો. અને પત્રરૂપી આપના પવિત્ર મુખનાં ભાષણ જલદીથી જણાવશો એવી આશા રાખીને આ તમામ સેવક આજથી બેઠા છે.

**મીત્રો**—પ્રિયમીત્ર તે સુખેથી જણાવો.

**તમામ મીત્રો**—હા પ્રીય મીત્ર.

**રણછોડલાલ**—આ હા મારા વહાલા બંધુઓ ! હું આ તમારા પ્રેમનો આભાર કદી ભૂલી જવાનો નથી.

**ચુનીલાલ**—જેષ્ટ બંધુ આપને અભીવંદન કરૂં છું.

**રણછોડલાલ**—આવો મારા વહાલા બંધુ.

**ચુનીલાલ**—જેષ્ટ બંધુ ! જમવાની વખત થઇ ગઇ છે માટે પધારોને.

**મીત્રો**—ચુનીલાલ આજ તમારા જેષ્ટ બંધુને જમવાની ગરજ જેવું નથી.

**ચુનીલાલ**—આહાહા ! મારા પ્યારા અને પવિત્ર બંધુઓ આજ મને કેમ કાંઇ તમારાં ભાષણ વિચીત્ર જેવાં લાગે છે તે સત્વર જણાવો.

**મીત્રો**—તે આપના જેષ્ટ બંધુને પુછો. અમારે કહેવાની જરૂર નથી.

## ગાયન ૨૨ મું.

**ચુનીલાલ—**

વદો જલદી વાર કરો નહીં વીર વીર વીર,
પ્રાણ પ્રીય તમ બંધુને આજે શોક શબ્દનું વાગ્યું છે તીર તીર તીર. વદો.
અતિ ઉદાસી તનમાં ત્રાસી કેમ ભરો છો નેણામાં નીર નીર નીર. વદો.
ધ્યાનમાં લાવો મને જણાવો હૃદયમાં રાખી આપ ધીર ધીર ધીર. વદો.
શું કોઇ શત્રુએ તમને સતાવ્યા તે કહોને ફોડું એનું શીર શીર શીર. વદો.

**રણછોડલાલ**—અરે, મારા શરાને સપુત ભાઇ તું મારા મીત્રોના બોલવા ઉપરથી કોઇ જાતનો વહેમ ખાતો નહીં. પણ મારે આપના પિતાશ્રી પાસે જવાનો વિચાર છે અને વળી સિદ્ધપુરની મોટી યાત્રાનો પણ ભાવ ખરો. આવું ધારી મારો ખાસ વિચાર થયેલો છે.

**ચુનીલાલ**—જેષ્ટ બંધુ તે વીચાર આપનો પાર પડો, પણ મને આપની નેત્ર ઇન્દ્રિઓથી ન્યારો કરી સેવાથી વીરક્ત કરશો નહીં.

**રણછોડલાલ**—નહી નહી મારા વહાલા બંધુ, તારા પ્રભાવની સેવા ઇશ્વર માનસીક માની મંજુર કરશે.

**ચુનીલાલ**—જેષ્ટ બંધુ આપ કરૂણારસ વાપરી મારા મનને મનાવો છો પણ જુઠી સેવાનું ફળ કાંઇ સાચી સેવાના જેવું મળતું હશે? ના ના એમ કદાપી ન હોય માટે આપ મને ખોટું બતાવી

વીયોગરૂપી મહા સાગરના દુઃખમાં શા માટે ડુબાડો છો ? માટે કદાપી નહી જવા દઉં.

## ગાયન ૨૨ મું.

**રણુછોડલાલ—**

લઘુ ભ્રાત વાત માન એક તું ખરી,
જઇને થઇ હોંશીયાર દેશમાં ફરી.
જવું એ શીશ સાટે મહેલી દે મત મારે,
બેલી બાળના દયાળ એક છે હરી. લઘુ.

**ભાષણુ**—વહાલા બંધુ હવે તું મને ઉમંગથી રજા આપે તો ઘણું સારૂં. કારણુ મને યાત્રાનો ઘણો ઊમંગ છે માટે તું ખુશીથી બોલ.

## ગાયન ૨૩ મું.

**ચુનીલાલ—**

કરો પ્રમાણુ તમે પ્યારા કહું તમને.
ન રહેશો ઘણું ન્યારા તજી અમને.
જાઓ સુખે પધારો વીર, તમે ધરી હૃદયમાં ધીર;
કરો શુદ્ધ જઇને શરીર, ગુના ક્ષમાકરી મારા કહું તમને.

**રણુછોડલાલ**—આ હા હા! મારા પ્યારા ને પવીત્ર બંધુ તારા સત્ત ગુણનું વર્ણન વેદ મુખથી પણ વર્ણી શકાય તેવું નથી. આ હા હા તારા પવિત્ર પ્રેમનો પાર જડે તેવો નથી. આ હા હા! તારી દઢતા અને ધૈર્યતાનો ધારો કોઇનાથી ધરી શકાય તેવો નથી. આ હા હા મારા શુરા અને સપુત બંધુ તારી સેવાનો બદલો મારાથી વળી શકે તેવો નથી પ્રિય બંધુ હું જાઉંછુ પણુ તું વીદ્યાભ્યાસમાં બરોબર લક્ષ રાખજે.

**ચુનીલાલ**—જ્યેષ્ટ બંધુ જરૂર જશો!

**રણછોડલાલ**—હા બંધુ.

**ચુનીલાલ**—જ્યેષ્ટ બંધુ પધારો પણ પલકે પલકે પત્રરૂપી દર્શનનો લાભ દયા કરીને જરૂર દેજો.

**રણછોડલાલ**—વહાલા બંધુ પત્ર લખવામાં હું પલકવાર પણ કરવાનો નથી એ જરૂર જાણજો.

**ચુનીલાલ**—ઠીક સુખેથી પધારો. તમારૂં પરમેશ્વર જય કરજો.

**રણછોડલાલ**—અસ્તુભાઇ.

---

## અંક ૨ જો.

### સીદ્ધપુર—સરસ્વતી ઉપર આવ્યા.

### ગાયન ૨૪ મું.

**રણછોડલાલ**—

જય સરસ્વતી મા સુખકારી મા પાપ તણી હરનારી,
કરે કૃપાળી કલ્યાણ થાય વેદમાં વખાણ;
ધન કુંવારકા કુંવારી. મા પાપ. જય.
**સાખી**-હુકમે આવ્યો આ સ્થળે, બળથી તારો બાળ;
પ્રાશ્ચીત પ્રેમેથી ગયાં, તન મનથી તતકાળ;
નાંખે અધમને મા ઓધારી. મા પાપ. જય.
કરી હુકમ આ વાર તમે તેડાવી કુમાર,
દુઃખ દોશને નાંખ્યા વિદારી. મા પાપ. જય.
**સાખી**-કૃપા કરી મુજ મનની આપે પુરી આશ,

પાવન કીધો પુત્રને જાણીને નીજ દાસ;
માત મને છે બલહારી. મા પાપ. જય,

**ભાષણ.**

**વીપ્રો**—મહારાજ બ્રાહ્મણની દક્ષણા.

**રણછોડલાલ**—લ્યો રૂશી દેવ શ્રદ્ધાનું દાન અને ગંગાનું સ્નાન.

**બ્રા**—જય જય મહારાજ આપનું માતાજી કલ્યાણ કરો.

**રણછોડલાલ**—રૂશી દેવ આપની આશીષ મસ્તકે ચડાવું છું. ભાઇ ગોવીંદ માધવના મંદીરે ક્યાં થઇને જવાશે ?

**બ્રા**—મહારાજ આમ સીધાને સીધા ચાલ્યા જજો એટલે ત્યાં જઇને ઉભા રહેશો.

**રણછોડલાલ**—બહુ સારૂ.

**ગાયન ૨૫ મું.**

( માધવ ગોવિંદમાં આવ્યા માધવ ગોવિંદ. )

**રણછોડલાલ**—

આવ્યા મોક્ષ પુરીમાં, આવ્યા મોક્ષ પુરીમાં;
ધન મંગળ દીન આજરે. આવ્યા.
ચાલો ગોવીંદ માધવનાં દર્શન કરીયે, પ્રભુની આગળ કષ્ટ ઉચરીગે;
સફળ કરે સઊ કાજરે, પ્રાશ્ચીત કાપે ને સુખ આપે;
આનંદ આનંદ ઊરમાં વ્યાપે મહેર કરે માહારાજરે; આવ્યા.

**ગાયન ૨૬ મું.**

**રણછોડલાલ**—

પ્રભુ પ્યારા પુત્રનું પાપ નીવારી, ભય શોકથી લેજયો ઉગારી; પ્રભુ. ટેક.
શરણે આવી એક સેવક સ્વામી, સ્હાય માગે છે તમારી;

કરૂણાસીંધુ કહુ કરજોડી, વેદના નાંખો વિદારી; પ્રભુ.

**ભાષણ**—કૃપાનાથ મારી કરેલી પ્રાર્થના પસાર કરી પુત્રની આશા પુરી કરજો. ચાલ હવે બીંદુસરોવરની તીર્થ ભૂમીની યાત્રા કરીને પછે મારા પિતાશ્રીની પાસે જઉં.

**ગાયન ૨૭ મું.**

( બીંદુ સરોવરમાં આવ્યા. )

**રણછોડલાલ**—

આવ્યો બીંદુ સરોવર તીર નીરમાં નાવા,
પુરો પ્રેમ ધરીને પાપ દેહનાં જાવા;
કરી સ્નાન દાન વિપ્રોના કરમાં ધરીએ,
શુદ્ધ શાસ્ત્રની રીતે તીર્થની ઉપર ફરીએ;
ગળે જ્ઞાન વાવમાં નાતાં પ્રાશ્ચીત મારાં,
સળે દુખ દળીદર રોગ થવાનાં ન્યારાં;

**ધ્રુન્ય**—જય મુકુંદ માધવ મોરારી, શરણાંગત વચ્છલ સુખકારી; (૧૦)

**બ્રા**—માહારાજ બ્રાહ્મણને ભાવતુ ભોજનને ભારે દક્ષણા જોઇએ.

**રણછોડલાલ**—લ્યો રૂશીદેવ ગંગાનુ સ્નાનને અધાનું દાન.

**બ્રા**—કલ્યાણ મસ્તુ.

**રણછોડલાલ**—ચાલો આજ તો મનુષ્ય દેહનો ફેરો બરોબર ઇશ્વરની દયાથી ફળીભુત થયો છે માટે હવે પિતાજીની પાસે જઇએ. પિતાશ્રી આપને અભીવંદન કરૂંછું.

**પીતાશ્રી**—આવો મારા જેષ્ટ પુત્ર કેમ ખુશી આનંદમાં છોકને.

**રણછોડલાલ**—હા પીતાશ્રી આપના પુણ્યેથી ખુશીમાંછું.

**પીતાશ્રી**—પુત્ર આપણા વતનના કુટુંબી સૌ ખુશીમાં છે ?

**રણછોડલાલ**—હા પીતાશ્રી સૌ આનંદમાં છે.

**પીતાશ્રી**—પુત્ર બહુ સારૂં. પણ કહો તમારે વિદ્યાભ્યાસની શી રીતભાત છે તે મને જલ્દીથી જણાવો.

**રણછોડલાલ**—જેવી આજ્ઞા.

**ગાયન ૨૮ મુ.**

**રણછોડલાલ**—

પીતાજી સુણો પાણ જોડી કહું વિદ્યાભ્યાસમાં એક ચિત્ત રહું,
લેઇ લક્ષમાં ધ્યાન એમાં ધરૂ ખરી ખેપ ખાવું તજીને કરૂ;
પરીક્ષા થતાં ભાગ્ય પાછુ ભમે, કીયા જન્મનાં કૃત આવી દમે,
નડે છે મને કર્મ રેખા બળી મજુરી કરેલી જરા ન ફળી.

**પીતાશ્રી**—નહીં નહીં મારા વહાલા પુત્ર ?તું શોક નહી કરતો જેમ તગદીરમાં લખ્યું હશે તેમ થશે માટે તારી ચીન્તાને દુર કરા મને સત્વર જણાવ તારે કીયું ધોરણ ચાલે છે.

**રણછોડલાલ**—પીતાશ્રી ધોરણુ તો છઠું ચાલે છે પણ એ નકામું કને.

**પીતાશ્રી**—નહીં નહીં પુત્ર નકામું કેમ કહેવાય. તારી કરેલી મહેનતનો બદલો શ્રી ગોવીંદમાધવ આપશે. પણ જો આ ગામના છોકરાંની પરીક્ષા દશ દીવસ ઉપર થવાની છે માટે હું તને ગમે તેમ કરીને તારી મહેનતનો બદલો અપાવીશ, પણ તુ જલ્દીથી ખરી ખેપ કરી તારૂ લેશન તૈયાર કર.

**રણછોડલાલ**—ઠીક જેવી આજ્ઞા.

**પીતાશ્રી**—જેષ્ટ પુત્ર આજે તમારી પરીક્ષા છે માટે સુખે·

થી તમે પધારો.

**રણછોડલાલ**—બહુ સારૂ જેવી આજ્ઞા.

## ગાયન ૨૯ મું.

**નીશાળ**—શીક્ષકો.

પરમેશ્વરની પુરી કૃપાએ આજ ઊરે આણંદ અપાર,
શીક્ષકો સઊ આશીસ આપે જીવો ઘણું શાણા સરદાર;
રવી શશી શોનાના ઊગ્યા વળી ઊગ્યાં સોનાનાં ઝાડ,
અતી ઉમંગે તન મન જાણી, લડાવીયાં બાળકને લાડ;
લેઇ પરીક્ષા લ્હાવો આપ્યો જગમાં વર્તો જય જયકાર. શી.
રહો અવીચળ નામ આપનું કીરતી જામો ઠામો ઠામ,
રાજ આપનું રહો નીરંતર અમ સરખાંનું કરવા કામ;
પુન્ય પ્રતાપી પરઊપકારી રાખો બાળક ઊપર પ્યાર. શી;

**પરીક્ષા ગુરૂ**—છઠ્ઠા ધોરણમાં પાસ થએલા રણછોડલાલ કુબેરભાઇ કોણ છે.

**રણછોડલાલ**—હાજર સાહેબ.

**પરીક્ષા ગુરૂ**—રણછોડલાલ કુબેરભાઇ તમારૂ નામ કે.

**રણછોડલાલ**—હા સાહેબ.

**પરીક્ષા ગુરૂ**—ઠીક લ્યો હું તમને આ સરકારના રૂલ પ્રમાણે ઇનામ તરીકે આ બુક આપું છું.

**રણછોડલાલ**—બહુ સારૂ જેવી સાહેબની આજ્ઞા.

**પરીક્ષા ગુરૂ**—હું આજે શીક્ષકોની સેવા કબુલ કરી રજા લેઊં છું.

**શીક્ષકો**—સાહેબની જય—બોલો ગોવીંદ માધવ મહારાજની

## ગાયન ૩૦ મું.

**રણછોડલાલ—**

આહા કેવી કર્મની ખુબી આ ખુબી આ, આહા.
લખ્યું એજ થાય તેજ મળે પળે સુખ ટળે દુખમાં;
ન્યુંમ નમાંહ્ય મેં આ. ... ... આહા કેવી.
લલાટે લખેલા લેખ ભાગ્યને ભમાવે છે. ગુનો આ,
જોયો આ એના વીના નહી આ. ... આહા.

**ભાષણ—**મીત્રો જેવા આ ભાગ્યમાં વીધીએ લેખ લખેલા હોય તેજ પ્રમાણે થવાનું એ વાત ખરી છે. માટે દુખ પડવાથી દીલગીર થવું નહીં. અને સુખ મળે સલકાવું નહીં અને હરેક કામ કરવામાં પુરી મહેનત લેઇને કામ કરવું કે જેથી ઇશ્વરને આપણી મજુરીનો બદલો આપ્યા સીવાય ચાલેજ નહીં. ચાલો હવે મુકામે જઉં પીતાશ્રી આપને અભીવંદન કરૂ છું.

**પીતાશ્રી—**પુત્ર કલ્યાણ મસ્તુ-કહો તમારે પરીક્ષામાં શું પરીણામ આવ્યું.

**રણછોડલાલ—**પીતાશ્રી આપની કૃપાથી હું પાસ થઇ પુરા ઊમંગથી આવ્યો છું.

**પીતાશ્રી—**બહુ સારૂ ચાલો આનંદ થયો.

**રણછોડલાલ—**પીતાશ્રી મારે એક આપને વિનંતી કરવાની છે કે મેં ઓંણુ પાસ થવાની શ્રી અંબીકાની બાધા રાખી છે માટે જો આપનો હુકમ હોય તો મારે બાધા કર્યા પછે પાણી પીવાનું છે.

**પીતાશ્રી—**આ હા હા પુત્ર આટલી બધી આકરી બાધા રાખીએ. કદી દેહ છે ને એકદમ દુઃખી થઇ પડયો. તો દેવનું બંધ-

ન કેવી રીતે છુટે માટે જે કામ કરવું તે વીચાર કરીને કરવું. નહીંતો કોક દીવસ પાકી પીડા થઇ પડે. હશે ચાલ હરકત નહીં પણ હવે તારે જે જોઇએ તે લેઇને સત્વરજા.

રણછોડલાલ—જેવી વડીલની આજ્ઞા.

## ગાયન ૩૧ મું.

રસ્તો—

જગદંબા જનનાં દુખ જાણી, જય કરવા જનુની ત્યાં આવો;
સ્નેહ સહીત સીધ કાર્ય કરીને, કષ્ટ હરીને શોક સમાવો;
જાગતી કૃપા તમારી માજી, કરો સેવકનાં તનમન રાજી;
આપ પાએ ભાગ્ય ભર્યું છે, સંચી તે સુખ સત્ય ફળ્યું છે.
મમમાતું (૨) જગદંબા.

ભાશણ—આ હા હા આ દુનીયામાં એક જાગતી દેવી જગદંબા જેવી મારા જોવામાં આવતી નથી. વાહ, માજી વાહ, ચાલો હવે માજીના દરબારમાં જઇએ.

## ગાયન ૩૨ મું.

સ્થળ અંબીકા—

આતો આનંદકારી દીસે મા, આતો.
આરાસુરની ઇશ્વરી અંબા, ભકતોના સંકષ્ટને ભાગનારી; આતો.
અકળીત માયા વાળી દયાળી, દેવી કૃપાળીને બલીહારી; આતો.
નારાયણી તણી વીરમીત ખુબી, નીહાળી જોતાં લાગે છે ન્યારી; આતો.
સેવક શરણે આવ્યો તમારા, ઓથ આશા એક રાખી તમારી. આતો. (૨)

ભાષણ—લો સેવકજી આ મારી બાધાનો સવા રૂપીયો ને આ

ચુંદડી માતુશ્રીને.

**સેવકજી**—બહુ સારૂ લાવો. જે જગદંબે મા ! તારા દાસની બાધા માની લેજો. લ્યો ભાઇ પ્રસાદી.

**રણછોડલાલ**—લાવો ભાઇ જય જગદંબે મા, તારા બાળકની બાધા માની મને સુખ આપી સ્હાય કરજે.

## ગાયન ૩૩ મું.

**પ્રાર્થના—**

ધન ધનરે જગદંબે મા સુખકારી, કરી પુરીરે ઉમંગે આશા હમારી.

**સાખી**—બાધા માની બાળનું બંધન તોડી આજ,

યાદે મા હાજર થજો કરવા રૂડાં કાજ,

નનકાળીરે કરી કેસરી ઉપર સ્વારી.

મા ખડ્ગને ત્રીશુળ ધારી, ભય તનનો હરવા બારી,

છે વિનતી એજ હમારી, કૃપાળી મારે સૌ સંકષ્ટને હરનારી.

ધન ધનરે જગદંબે મા સુખકારી.

**રસ્તો**—આહા ઇશ્વરીની ખરી ઇચ્છાએ આજ તો આનંદ થયો; પણ ચાલ એક ચુવાળના ચોકવાળી બોચર આ માતુશ્રીની લઘુ બેન છે એનાં દર્શન કરૂં

## ગાયન ૩૪ મું.

**સ્થળ બૌચરાજી—**

જય જય બૌચર બાળી, જળ હળતી દીન દયાળી,

ગયું દુખ મુખડું ભાળી. ઇશ્વરી—મા ખરી.

તુજ શરણે આવ્યો, બાળ હરી લે જ્વાળ મોતીયા વાળી.

**સાખી**-દર્શનમાંની દીનનું ઊરની પુરો આશ,

કલ્યાણી કરજોડીને માગે તારો દાશ.
કર રહાય, ભય જાય, આદ્ય ભવાની માત ટાળે ઊતપાત.
નેહથી ન્યાળી. જય જય મા બૌચરબાળી.

**ભાષણ**—માતુશ્રી આ તારા રંક પુત્રનું દર્શન માની મને મહા રોગભયથી મુક્ત કરજો.

## ગાયન ૩૫ મું.

**રસ્તો**—

ભોળી ભોળી ભવાની ભાળીરે ભયહરણી બૌચર બાળી ભોળી ભોળી.
સંકટ કાપે મા સુખ આપે દુષ્ટ જનોને અતિ સંતાપે,
ચુંવાળના ચોકવાળીરે એવી દેવી દયાળ નીહાળી;
દર્શન કરશે તે જન તરશે, નામેથી કામ સઊ સેજમાં સરશે;
કદી ન ભુલે કૃપાળીરે એવી દેવી દયાળી. ભોળી ભોળી.

**ભાષણ**—આહા આજ મારૂં અંતઃકરણ એમ કહે છે કે જા ચાલ એથી રેવાજી જઊ-માટે ચાલ મારૂ મન સારાં કામો સત્વર કરે તેમજ કરૂ.

## ગાયન ૩૬ મું.

**સ્થળ રેવાજી**—

ધન મારે રેવાંજી કદી ખરી દીનપર મહેર દયાળ કરી ખરી,
મહેર દયાળ માજી કરી ખરી મહેર દયાળ. ધન મારે.
પ્રાશ્ચીત હરણી મા સુખ કરણી અભેર ભરણી તું,
ખુબી તારી ઘણી ન્યારી સુખકારી;
જળહળતી જગદંબા જનેતા કળી બળી દેવી કૃપાળ. ધન મારે.
અધમ જનોને મા ઓધારો સારો કારજ સેંજ,

હે દયાળી ખુબી બાળી લાગી તાળી;
નમે નમે વારંવાર તમોને તનમનથી તુજ બાળ. ધન મારે.

**બ્રા**—માહારાજ વીપ્રની દક્ષણા.

**રણછોડલાલ**—લ્યો રૂશી દેવ, ગંગાનું સ્નાન ને બ્રાહ્મણનું દાંન.

**બ્રા**—કલ્યાણ.

## ગાયન ૩૭ મું.

**પ્રાર્થના**—

નર્મદા નદી કલ્યાણની કરનારી, નમું તને કલ્યાણની કરનાર;
નર્મદા મા નવ ખંડમાં વ્યાપી, જય કર ભય હર ભારી. ન.
જળહળ જોત બળે આ જગતમાં, જાગતી જોતાં તમારી. ન.
સુરવર મુનીવર વેદે વખાણી, માયા મુખેથી વીસ્તારી. ન.
નીર્દોશી કર્યાં આપે ઉમંગે, પુત્રનાં પાપ નીવારી. ન.

**ભાષણ**—જય જકત જનુની પતીત પાવની મા કલ્યાણ કરજે.

**રસ્તો**—આ હા હા મારા ઇશ્વરીયોની કઇયા કીકયા થઇ દેખાય છે. એ સીવાય મારૂં ચીત એકદમ પાવાગઢ વાળી મહાકાળીનાં દર્શનની ઇચ્છા કેવી રીતે થાય? માટે નક્કી મહાકાળીનો પણ હુકમ છે માટે ચાલ ત્યાં પણ સત્વર જાઊ—

## ગાયન ૩૮ મું.

**સ્થળ-પાવાગઢ**—

મહાકાળીરે મા તું દયાળી, દાસતણાં દુખ દુર કરનાર;
ભયહારી બાળી ખુબી તમારી, આનંદ વ્યાપ્યો ઊર અપાર;
બાળી ભયંકર રે ડર લાગ્યો મા, ભય ભાગ્યો પણ તુજ તનને;
સ્હાય સ્હાય તું છે થનાર, મહાકાળીરે મા કાળી. ખમા, ખમા, ખમા.

## ગાયન ૩૯ મું.

**રણછોડલાલ—**

ભયજય ભાગ્યો આદય ભવાંની, તનમન જાણી આજ;
સર્યું કાજ રાખી લાજ દેઇ અવાજ.
કૃપા તેં કરીને ધીર્યતા ધરીને સ્થાનકે હરીને આજ બધો-ભયજય.
આનંદ (૩) મુજને વ્યાપ્યો છે ઉરની માંય, ધન્ય છે માત ન્યારી છે વાત.
પ્રીતિથી નીતિથી રીતિથી ભીતિથી, મુક્ત થયો ગયો શોક બધો. ભયજય.

**ભાષણુ**—જય જક્ત જનુની મા તારી ખુબીને તો વળી કોઇ પોંચી શકે તેવો છેજ નહીં. વાહા વાહા કરૂણામય કલ્યાણકારી ત્રીપુરારી તને ધન્ય છે. જનુની જય કરજે મા.

**રસ્તો**—આહાહા આ દીન ઉપર દેવની કૃપા કાંક પાકી થઈ છે તે શીવાય એકદમ ડાકોરનાથની દયા થાય કેમ માટે ચાલ હવે ડંકપુરીમાં પણ પ્રયાણ કરીએ.

## ગાયન ૪૦ મું.

**સ્થળ ગોમતી—**

ગોમતી માત ખરી સુખદાઇ, ધન જનના મનમાં તું મનાઇ, ગો.
વેદ વીસારદ નારદ નીતે, ગહન ગતિને ગજાવતા ગાઇ; ગો.
અધમ ઓધારણ પાપ નીવારણ મારણ તારણ વાળી તું માઇ.

**દોહરો**—હરગંગે હરી તાપને, આપ કરો કલ્યાણ,
પાપ માપ ભુલ થાપની તું છે જગમાં જાણ.

**વીત્રો**—મારાજ બ્રાહ્મણની દક્ષણા.

**રણછોડલાલ**—દયો રૂશીદેવ ગંગાનુ સ્નાન ને શ્રધાનું દાન.

---

# અંક ૩ જો.

## ગાયન ૪૧ મું.

**ડાકોર સ્થળ મંદિર—**

**રાગ—**કલ્યાણ.

જય ગીરીવરધારી, બાળ જાય બલહારી,
મુગટની શોભા સારી મુખપર વીણા ધારી જોઇ જન જાય વારી. ગી.
શોભીત કુંડળ કાને છેલ છબી ભીના વાંને ભાળી મારૂં મન માને. ગી.
કેસરી તીલક ભાલ પીતાંબર પેરી લાલ જામો ધરી હોડી શાલ. ગી.
કોટે શું હીરાનો હાર શોભી રહ્યો છે અપાર અતરની આવે બ્હાર. ગી.
ખાંતીલા ખુબી તમારી પુત્રને લાગી છે પ્યારી દીલથી ન થાય ન્યારી. ગી.
ભાગી ભવતણી જવાળ દયા કરીને કૃપાળ જાણીને પોતાનો બાળ ગી.

**ભાષણ—**લ્યો સેવકજીઆ ભગવાનનેપુષ્પનો હારને દીવો ધરીઓ.

**સેવક—**ઠીક લાવો. જય ભગવાન, તારા સેવકનું કલ્યાણ કરજે અને દુઃખ હરજે.

## ગાયન ૪૨ મું.

**પ્રાર્થના—**

દ્વારામતિ પ્રભુ પધાર્યા બોડાણાપર મ્હેર કરી,
સ્મરણ કરૂં કરો કૃપાળ એવી સ્હાય સદાએ સ્નેહ ધરી;
વસો હૃદયમાં વાસ કરીને વારસ થઇ વપુના વાહાલા,
કરો કનડતાને કોરે કરી મ્હેરકુંવર નંદના કાલા;
નહી ચાલે નટવર નાનકડો સેવક જાણી એક હરી,
સ્મરણ કરૂં કરો કૃપાળ એવી સ્હાય સદાએ સ્નેહ ધરી.

**ભાષણ—**કૃપાનાથ મારી કરેલી પ્રાર્થના આપ સ્વીકારી સેવકને

સુખ આપજો. અને કઠણ સમયે કષ્ટ કાપજો.

**રસ્તો**—અહાહા ! પરમ દયાળની પુરી દયાથી રંક સેવક સુખેથી દર્શન પામી પુરો આનંદ પામ્યો છે. પણ આજ રાત્રે મને સ્વપ્નમાં એવું સુચવ્યું કે જાણે પંચમહાલમાં ટાંડા ગામમાં નામદાર ઠાકોર સાહેબ રતનસંગજી પ્રતાપસંગજીના હાથ નીચે કારભારીપણાનો અમલ બજાવ્યો. શું એ સ્વપ્નું સાચું હશે ? ના ના સ્વપ્નું તો સાચું હોતું નથી, પણ પરમેશ્વરની ગતિ ન્યારી છે માટે ચાલ તે પણ જોઉં તો ખરો.

## ગાયન ૪૩ મું.

**સ્થળ વન**—

બીયામણું દેખાય, વન આ બીયામણું દેખાય,
હવે ગતિ શી થાય વન આ બીયામણું દેખાય—ટેક.
વાઘ વરૂના જોરની માંઇ, સુજ પડે નહીં મુજને કાંઇ,
ભૂમી ખાવાને ધાય વન આ બીયામણું દેખાય.
દૈવે મને કયાં ભુલાવી દીધો, કર્મે અરે શું દુખીયો કીધો,
કોઇ કરો માહારી સ્હાય, વન આ બીયાંમણું દેખાય.

## ગાયન ૪૪ મું.

**ચોર**—

અલ્યા ભીમલારે ભરખ આવ્યું,આવ્યું ભલુ મનમાંરે;આજે ભાવ્ર ભાવ્યું અલ્યા ઝટ ચાલ, ચાલ ચાલ ચાલ. અલ્ય

**ભીમલો**—

અલ્યા જેહલારે જોજે જવા દેતો, રખે એકલોરે તું લુટી લેતો.

અલ્યા ઝટ હેંડ હેંડ હેંડ હેંડ. અલ્યા. ભીમલા.

**ભીમલો**—અલ્યા, ભરખ ચાંહે દેખાડકી મારા ભાના, ઢેકા ભાગી નાંખીએ.

**જેહુલો**—હમણાં જોબો રે કે મારી હાહુનો આ રહ્યો પણુ કાંગ ગીતુ ગાય છે ગઇ રહેવા દે પછે ભમાવીએ છે.

## ગાયન ૪૫ મું.

**રણુછોડલાલ**—

કોણુ કષ્ટ કરે આ ન્યારૂ, હવે નથી બચવા બ્હારૂ. કોણુ.

**સાખી**-પ્યારા મીત્રો મીત્રની, માઠી હાલત થાય;

મુક્ત કરો આવી મને, સંકટમાં કરી સ્હાય.

નહીં તો નહીં નીપજે સારૂ,કર્મ કઠીણુ લાગે મારૂ. કોણુ.

**ભીમલો**—દેકા અલ્યા દે શું જોઇ રહ્યો છે. મારો ભા અબોતન જવા ભાઇબંધને બોલાવે છે.

## ગાયન ૪૬ મું.

**રણુછોડલાલ**—

સ્હાય કર સ્હાય કર શ્રી હરી, સ્હાય કર સ્હાય કર શ્રી હરી,
અરે દયાળ, જાણીને બાળ, હરી લે જવાળરે;
મરૂ ખરૂ કષ્ટ ટાળરે, આવી કૃપાળરે સ્હાય કર. ( ૨ )

**ચોર**—મેલ ઝટ.

**રણુછોડલાલ**—ઓ બાપરે.

**ભગવાન**—સબુર સબુર.

**ભીમલો**—ઓઇ બાપ.

**જેહલો**—શું છે અલ્યા.

**ભીમલો**—ફુટયાં પાપ.

**જેહલો**—કેકી બલા.

**ભીમલો**—જમાદાર.

**જેહલો**—હાય હાય (૧૦)

**ભગવાન**—અરે ભાઇ શાંન્ત થઇ બોલ તું કોણ છે.

**રણછોડલાલ**—માહારાજ હું દેહેગામ તાલુકે નાંદોલનો બ્રાહ્મણ છું.

**ભગવાન**—ઠીક તું કયાં જાય છે.

**રણછોડલાલ**—માહારાજ હું ટાડાના દરબારમાં જઊં છું.

**ભગવાન**-કાંઇ હરકત નહી ચાલ ભાઇ હું તને ટાડા ગામ બતાવી પાછો આવીશ.

**રણછોડલાલ**-ચાલો મહેરબાન તમારૂં કલ્યાણ થશે.

**ભગવાન**-જો ભાઇ પેલું સામું ગામ તમે સુખેથી જાઓ.

**રણછોડલાલ**-બહુ સારૂ હવે આપ પધારો.

## ગાયન ૪૭ મું.

## સ્થળ ઠાકોર સાહેબની કચેરી.

રેહો અવીચળ રાજ પ્રતાપી, નૃપ રહો અવિચળ રાજ.
સદા સલામત રહી આ રાજપર, કરો દાસોનાં સુભકાજ. પ્ર.
દીન દીન વૃદ્ધી વંશની પામજો, એવું બોલે આ સમાજ. પ્ર.
આપ અરીમાં જય જય પામો. કરીએ છીએ એવા અવાજ. પ્ર.

**સીપાઈ**-પ્રતીહાર મહારાજાને જાહેર કરો કે એક મુસાફર પ્રવેશ કરવા માગે છે.

**પ્રતીહાર**—મહારાજા, કોઇ એક મુસાફર પ્રવેશ કરવા માગેછે.

**ઠાકોર સાહેબ**—તેને સુખેથી આવવા દો.

**સીપાઇ**—જાઓ ભાઇ ઠાકોર સાહેબની સદર પરવાનગી છે.

**રણછોડલાલ**—બહુ સારૂં સાહેબ સલામ.

**ઠાકોર સાહેબ**—આવો ભાઇ તમે કયાંથી આવ્યા તે સત્વર જણાવો.

**રણછોડલાલ**—જેવો સાહેબનો હુકમ.

## ગાયન ૪૮ મું.

ગૌ બ્રાહ્મણ પ્રતીપાળ દયાળુ, પુણ્ય પ્રતાપી રાય;
પ્રણવીને પ્રેમે સેવક આપનો, આપનું રૂડું ચ્હાય.
આવ્યો વીદેશે દુઃખનો માર્યો, જોઇ જગતમાં નામ:
કૃપા કરીને કષ્ટ હરીને, કરો સેવકનું કામ.
ઉદર પોષણ શોકનું શોષણ, આ સ્થળ પળમાં થાય,
એવું વિચારીને આવ્યો, ઊમંગે રંકના બેલી રાય.

## ગાયન ૪૯ મું.

**ઠાકોર સાહેબ**—

શાંત થઇ સહુ શોક નીવારી, સત્વર બોલો આજ;
સંદેહ ટાળો સત્ય વદીને, સરસે સૌ તમ કાજ.
કોણ તમે છો કયાંથી આવ્યા, કીયુ તમારૂ ગામ;
શી નાતે શું દુઃખ તમોને, શું છે તમારૂ નામ.
સર્વ હકીકત ગત બની, તેને દરશાવી દો વીર;
ઇશ્વર પુરશે આશ તમારી, ધરો હૃદયમાં ધીર.

## ગાયન ૫૦ મું.

**રણછોડલાલ**—

સુણો પુણ્ય પ્રતાપી રાય, વીનંતી મ્હારી,
હું આવ્યો આ સ્થળમાંય, દુઃખી થઇ ભારી;
ધરો ધ્યાન ધરી મન, ધીર કહું સહુ વાત,
છું આપના રક્ષણ યોગ વીપ્રની જાત.
ગુર્જર ભોમીમાં નંદપુરી મુજ ગામ;
રણછોડલાલ એવું રાય અમારૂં નામ.
વીદેશ વધ્યો છું પેટના પોશણ માટે;
હમેશ અમારૂ દીલ રહે ઉચાટે.
કરો કરવી હોય તો કલમ પસન આ વાર,
પછી પુરો મનની આશ તમે સરકાર.

**ઠાકોર સાહેબ**—નહીં નહીં રણછોડલાલભાઇ તમે તમારી જુબાન ઉપરથી જણાવ છો કે બહાદુર છો માટે હું તમને પાસ કરી આજથી જાઓ મારા હાથ નીચે કારભારીના કામમાં પસન કરૂંછું—અરે સીપાઇ.

**સીપાઇ**—જી સાહેબ—હુકમ.

**ઠાકોર સાહેબ**—જાઓ રણછોડલાલભાઇ માટે આપણો પેલો બંગલો ઉઘાડી એમાં મુકામ આપો અને બ્રાહ્મણને બોલાવી રસોઇની ઝટ પેરવી કરાવો.

**સીપાઇ**—જેવો નામદારનો હુકમ. ચાલો પધારો સાહેબ.

**રણછોડલાલ**—હા ચાલો.

**ઠાકોર સાહેબ**—ચાલો કચેરી બરખાસ કરો.

**પ્રતીહાર**—કચેરી બરખાસપે નીઘા રખો મહેરબાન સાહેબને ઘણી ખમા ખમા ખમા.

**કારભારીની કચેરી**—કામદારો-સાહેબ સલામ.

## ગાયન ૫૧ મું.

**અર્જદાર**—

અરજી હાંભળોને સરકાર, જેહલો લેઇ ગયો મારી નાર;
જાદુ કરી કર્યો મને રઝળતો, મહા દુખ દીધું એણે;
દહ વીહ છોકરાં નાંનાં નાંનાં છે, કર્યાં રખડતાં જેણેરે. અરજી.
માટે સાહેબ તમે સપઇ મોકલો. ઘેર પોડયો છે પાપી;
મારા દેખતાં મારી હાહુનાનું, ભોડું નાંખોને કાપીરે. અરજી.

**કારભારી**—અલ્યા બેશ બેશ હું એને બોલાવી તારી બાયડીને તારે સ્વાધીન કરૂંછું.

**નાથીયો**—ઠીક બાપજી.

**કારભારી**—અરે કોઇ સીપાઇ હાજર છે કે.

**સીપાઇ**—હા સાહેબ હાજર.

**કારભારી**—જા અલ્યા નાથીઆ એ જેહલાનું ઘર બતાવ. જાઓ કારભારીઓ આ માણુસ સાથે જઇને એ જે ગુનેગારને બતાવે તેને બાંધીને લાવો.

**સીપાઈ**—જેવો નામદારનો હુકમ, ચાલ અલ્યા.

**નાથીયો**—હા ચાલો સાહેબ.

**સીપાઇ**—સાહેબ આ ગુનેગારને હાજર કરૂંછું.

**કારભારી**—ઠીક એ બેને પેલા પાંજરામાં જુદાં જુદાં ઉભાં કરો.

**સીપાઈ**—સારૂ સાહેબ ચાલો આવ્યો.

**કારભારી**—બોલ અલ્યા તારૂં નામ શું ? અને તારા બાપનું નામ શું ?

**જેહલો**—સાહેબ મારૂં નામ તો જેહલો જીવણીયો.

**કારભારી**—બોલ બાઇ તારૂં નામ અને તારા બાપનું નામ શું.

**પુંજલી**—સરકાર મારૂં નામ પુંજલી ને મારા બાપનું નામ પ્રેમો.

**કારભારી**—અલ્યા જેહલા તેં શા કારણથી આ નાથીયાની બાયડીને ઘરમાં ઘાલી.

**જેહલો**—બાપજી મેં તો એને જોરે ઘાલી નથી પણ એ એના હાથે પરાંણે મારા ઘરમાં ગળે પડીને પેઠી છે.

**કારભારી**—કેમ બાઇ આ ખરી વાત કહે છે કે.

**પુજલી**—ના સરકાર એણે મને સમજાવીને ઘરમાં ઘાલી છે.

**કારભારી**—કેમ અલ્યા જેહલા આ બાઇ શું કહે છે.

**જેહલો**—સાહેબ રાંડની વાત આમ ડાહ્યા થઇને વીચાર કરો સાચી હોય એ તો બધુ જુઠું બોલે છે.

**કારભારી**—ઠીક. અરે સીપાઇ જાઓ પેલા સવા સવા મણના લોઢાના ગોળા તપાવીને આ બે જણને ચીતાં સુવાડી એક એક એમની છાતી ઉપર ગોઠવો.

**સીપાઇ**—જેવો હુકમ. ચાલો સાલે હરામી, અબ દશા હોય જબ દેખો—

**પુજલી**—ના સરકાર હું જે હોય છે તેવું સાચું બોલું છું.

**જેહલો**—સાહેબ હું પણ બોલું છું.

**કારભારી**—બોલો તારે. નહીં તો મુચ્યાં મરી જશો.

**પુજલી**—સાહેબ બેની સલાથી વાત બની છે.

**કારભારી**—કેમ અલ્યા જેહલા વાત ખરી છે કે.

**જેહલો**—હા સાહેબ.

**કારભારી**—હવે કેમ સાચુ બોલ્યાં. ઠીક તારે હું તમને બે જણને કાયદાની ૩૧૩ મી કલમ પ્રમાણે સજા કરૂં છું કે કન્યાનું હરણ કરનારને બાર વર્ષની કેદ અને પાંચસે રૂપીયા દંડ કરવામાં આવે છે. અને વીશ્વાસઘાત કરનારને ૧૦૮ મી કલમના રૂલ પ્રમાણે સાત વર્ષની કેદને સવાસો રૂપીયા દંડની સજા કરવામાં આવે છે. જાઓ સીપાઇ આ બે જણને જેલના સ્વાધીન કરો.

**સીપાઇ**—જેવો સાહેબનો હુકમ-ચાલો સાથે ચોર-

**ટપાલી**—સાહેબ સલામ.

**રણછોડલાલ**—સલામ લાવો કીયા ગામની ટપાલ છે.

**ટપાલી**—સાહેબ ચાંદણીથી આપના મામા સાહેબની છે.

**રણછોડલાલ**—આહાહા! મારા વડીલ મામાનો મારા ઉપર કેટલો બધો પ્યાર છે માટે ચાલ હવે તો ત્યાં ગયા સિવાય ચાલે તેમ નથી. માટે ઠાકોર સાહેબની રજા લેઇ જાઉં. ચાલો કચેરી બરખાશ કરો.

**કામદારો**—જેવો વડીલનો હુકમ.

**રણછોડલાલ**—નામદાર મારી ઉપર અમારા વડીલ મામાની ટપાલ છે.

**ઠાકોર**—લાવો જોઇએ. અહાહા! મારા ભોળા ભાગ્યે મળેલા શું ભગવાને તમારા વીયોગનું દુઃખ દેવા ધાર્યું.

**રણછોડલાલ**—સાહેબ સંસ્કાર પ્રમાણે સુખ સંયોગ રહે છે માટે સેવકને સત્વર હુકમ આપો.

**ઠાકોર**—નહી નહીં એ કદાપી બને તેમ નથી તમે ખાલી

ગાંડા હશો તો જવાની વાત કરશો. કેમકે પછે મને તમારા જેવો બહાદુરમાં માણુસ મળે ક્યાંથી. તે તમને કાંઇ ખબર છે કે અમસ્થા ખાલી બોલોછો.

**રણછોડલાલ**—હા સાહેબ એ આપનુ કહેવું હું કબુલ કરૂછું પણ હું પ્રથમ ઘેરથી નીકળ્યો તે વખતે મેં મારા પીતાશ્રીની આજ્ઞા બરોબર લીધી નથી: માટે મારો જીવ કોઇ જગો ઉપર બરોબર ઠરી શકતો નથી. તેમાં વળી આ મારા વડીલ મામાનો પત્ર આવ્યો એટલે મારો જીવ વધારે વ્યાકુળ થયો માટે મહેરબાની કરી રજા આપો તો હું પાછો જઇને આવીશ.

**ઠાકોર**—ના ના રણછોડલાલભાઇ એમ કદાપી બનનાર નથી, અને મારી જીભેથી તમે જાઓ હેવો ગેરવ્યાજબી શબ્દ નીકળનાર પણ નથી.

**રણછોડલાલ**—સાહેબ આપના શેવક ઉપર આ વખતે દયા કરવી જોઇયે. કારણ મારૂં ચીત હાલમાં બરોબર ચીંન્તાતુર થએલું છે માટે રજા આપ્યા શીવાય તો નહીંજ ચાલે.

### ગાયન ૫૨ મું.

**ઠાકોર**—

શીવ શીવ શીવ શીવ શું આ શું આ (૨)
અકળ કળા કેવી આ તારી, ભયભીત મુજને કીધો ભારી,
લાજ રાજની કરે તૈયારી, કરૂં શું (૩) શીવ. (૪)

### ગાયન ૫૩ મું.

**રણછોડલાલ**—

કૃપા કરી કરો હુકમ. (૨)

**ઠાકોર**—નહી નહી નહી (૨)

**રણછોડ**—વીચાર આ વાર કરો કૃપાળુ હવે રહ્યું કેમ જાય,
**ઠાકોર**—ફીકર જીકર ન કરો ખાલી ચીતવું સે'જ ન થાય;
**રણછોડ**—આપના ભાવેથી આવીશ પાછો. (૨)
**ઠાકોર**—નહી નહી નહી. (૨)
**રણછોડ**—આમ શું થયા કરો કરો દયા,
ઉર થયું ઉદાશ તે કહુંછું ખાશ;
છે ભરૂશો રાય ન્યાય આપનો હુકમ થાય,
થઇ કૃપાળ, હે ભુપાળ, કરો કૃપા કરો કૃપા.

**ઠાકોર**—કેમ રણછોડલાલભાઇ તમે આખર ધારી કેમ.

**રણછોડલાલ**—સાહેબ શેવકઉપર મહેરબાની કરી ઉમંગથી આજ્ઞા કરો તો આપના હુકમનું અપમાન ન થાય.

**ઠાકોર**—આહાહા ? આટલો બધો જુલમ. જાઓ જાઓ હું તમને ખુશીથી રજા આપું છું. પણ તમે ફરીથી પાછાં દર્શન દેશો કે ઠાકોર સાહેબને છેલ્લી સલામ છે ?

**રણછોડલાલ**—વાહ સાહેબ. આ સુખ મારા હૃદયમાંથી પલકવાર ખસવાનું નથી. માટે આપ નહીં આવો એવું શું બોલો છો. હું જઇશ ખરો પણ આપની મનહર છબીનાં પાછાં જ્યારે દર્શન કરીશ ત્યારે મારૂં દીલ શાંત થશે તે સીવાય થનાર નથી એ જરૂર જાણવું.

**ઠાકોર**—ઠીક ઠીક જાવ સુખેથી પધારો.
**રણછોડલાલ**—જેવી નામદારની આજ્ઞા.

### મામાનો મુકામ. ( સ્થળ ચાંદણી )

**રણછોડલાલ**—મામા. આપને અભીવંદન કરૂંછું.

**મામો**—આવો મારા વહાલા ભાણેજ–ભાઇ તું ખુશીમાં છે.

**રણછોડલાલ**—હા. આપની પુરી દયાથી ખુશીમાં છું.

**મામો**—ભાઈ તમે તો મુસાફરી બરોબર કરવા માંડી છે કે?

**રણછોડલાલ**—હા વડીલ જેવું તગદીરમાં દુઃખ અગર સુખ લખ્યું હોય તે પ્રમાણે ભાગ્ય ભમાવીને ભોગવાવે છે.

**મામો**—હા ભાઇ એ તારૂં કહેવું બરોબર છે, માટે મારાથી કેમ ખોટુ કહી શકાય. પણ કહે છે કે ટાંડા ગામના તમે કારભારી હતા એ વાત બરોબર છે કે નહી.

**રણછોડલાલ**—હા વડીલ એ વાત ખરી છે. પણ આપનો પ્રેમ પત્ર આવવાથી ઠાકોર સાહેબનો અતિ પ્રેમ આ આપના સીપાઈની સમક્ષ છોડી દીધો.

**મામો**—કેમ નુરખાં આ અમારા ભાઇ સાહેબની વાત ખરી છે કે?

**નુરખાં**—હા સાહેબ અપના રણછોડલાલ ભાઇ જો કહેતા હે ઉસમે કુચબી જુઠા નહિ હે. વાહ ભાઇ વાહ? એ સાહેબ વો ઠાકોર જેસા પેટકા લડકા કુચ દેશાવરમેં ન્યુ જાવે ઊસેબી જાહેરોને લગા થા. તોબી અપના ભાઇ સાહેબ છોડકે ચલે આયે.

## ગાયન ૫૪ મું.

**મામો**—

ડાહ્યાને દાનસ્તા ભાણેજ, ભાળી મારૂં મન ઠર્યું;
નાની વયમાં નોકર મોટો, થઇને મોટું કામ કર્યું– ડાહ્યા.
બહાદુર હાવા આવા ઉત્તમ કામે, ધારી પાકું ધ્યાન ધર્યું;
શાબાશી આપું છું તુંજને, આજે મારૂં દુઃખ હર્યું–ડાહ્યા.

આહા મારા નેણુંમાંથી, ઘણા હરખનું નીર ઝર્યું;
સુણી રવી સોનાના જાણે, ઉગ્યા એવું કામ સર્યું—કાણા.

## ગાયન ૫૫ મું.

**રણછોડલાલ—**

મામા મારા કર્મે નહીં પણ, એ સૌ આપના પુન્ય વડે;
અનેક રીતે નહીં તો વચ્ચે, તગદીર આવીને જ નડે. મામા.
સુખ મળે કોઇના સંચીતે, જાંવાધે ત્યાં જેને લડે;
અંતરનો ઉમંગ ધરેલો પ્રેમે આવી પાર પડે. મામા.
નહીંતો ફાંફાં મારી મરે પણ, હાંલ્લી શીંકામાં ન ચડે;
આપ જેવાના પુરા પુન્યે, મુજ સરખાને લાભ જડે. મામા.

**મામો—**શાબાશ તને મારા વહાલા ભાણેજ શાબાશ, તું આવી નાની વયમાંથી ખરાં બ્હાદુરીનાં કામ કરી મામાની લાજ વધારી મારી બ્હેનની કુખ દીપાવી તને શાબાશ છે. હું આજ તારા ઉપર ઘણો ખુશી થયોછું.

**ટપાલી—**સાહેબ સલામ આ ઇડરના મહારાજ કેશરીસંગજીની આપના ઉપર ટપાલ છે.

**મામો—**ઠીક લાવો—રણછોડલાલ.

**રણછોડલાલ—**હાંજી શી આજ્ઞા છે.

**મામો—**આ ટપાલ ઇડરના મ્હારાણા કેસરીસંગજીના તરફથી આવેલી છે એમાં હેવું પરીણામ જણાવેલું છે કે ચાંદણી ગામના કારભારીને જણાવુંછું કે તમે જે તમારા ભાંણેજ રણછોડલાલ કુબેરદાસના માટે અમદાવાદ કોઠા કામદાર સેક્રેટરી સાહેબ ઉપર નોકરીની ભલામણ કરેલી તે આજરોજ અમદાવાદથી મંજુર થઇ આ-

વેલી છે માટે તમારી મરજી મુજબ કરશો. એજ, માટે બોલ ભાઇ તારે ટાંડે જવાનો વીચાર છે કે અમદાવાદ જવું છે. જે તારા મનને ગમતું હોય તે જણાવી દે.

**રણછોડલાલ**—મામા મારી તો મરજી એવી છે કે જાણે અમદાવાદ જાઉ. કારણુ મને ટાંડા ગામનું પાણી તથા હવા બરોબર પસંદ પડતી નથી માટે હુંતો અમદાવાદ જઇશ.

**મામો**—ભલે જા, સારૂ ગમે એ તારૂ.

**ટપાલી**—સાહેબ સલામ આ મીરાં દાતારથી કુબેરભાઇ તલાટી સાહેબની આપના ઉપર ટપાલ છે.

**મામો**—ઠીક લાવો રણછોડલાલ.

**રણછોડલાલ**-હાજી શી આજ્ઞા છે ?

**મામો**--આ ટપાલ તમારા પીતાશ્રીની છે એમાં એવું લખ્યું છે કે, ભટ્ટ હરીનારાયણ પ્રેમાનંદને માલમ થાય કે હમારો જેષ્ટ પુત્ર રણછોડલાલ ઘણા દીવસથી અંબાજીનું નામ દેઈ ગએલો છે માટે જો તમારી તરફ હોય તો આ પત્ર વાંચી તરત આ તરફ પોંચાડી દેજો. કારણ કે અમને ઘણી ફીકર થાય છે. એજ. કેમ આ વાત ખરી છે.

**રણછોડલાલ**—હા વડીલ વાત તો ખરી છે.

**મામો**—વાહ તું આવો ડાહ્યો માણસ થઇને પોતાના બાપનું દીલ દુખાવે છે તે તને ઘટે છે? માટે આવું કામ કદાપી કરવું નહિ, એટલી મારી તરફથી તને શીખામણ છે તે સ્વીકારી લે.

**રણછોડલાલ**-ઠીક વડીલ હવેથી હું આવું કામ કોઇ દીવસ નહી કરૂં છતાં થએલી મુર્ખાઇની ક્ષમા માગું છું.

**મામા**—ભાઇ હરકત નહી પણ હવે તું જલ્દીથી તારા પીતા

ભણી જા, અને આ પત્ર લેતો જા. તે તારા પીતાશ્રીને બતાવી એમના હુકમ પ્રમાણે વર્તજે.

**રણછોડલાલ**–ઠીક વડીલની જેવી આજ્ઞા.

**પીતાજીનું મુકામ.** (સ્થળ મીયાંદાતાર.)

**રણછોડલાલ**–પીતાશ્રી આપને અભીવંદન કરૂં છું.

**પીતાશ્રી**–આહાહા ? આજ મારા વીયોગી વહાલા પુત્ર જેઇ પુત્ર તુ મને અંબીકાનું નામ દઇ આવો છેક નિર્દય હૃદયનો થઇ પડયો તેનું કારણ જલ્દીથી મને જણાવ.

**રણછોડલાલ**–પીતાશ્રી મારા થએલા ગુન્હાની ક્ષમા માગી સંસ્કારની હકીકત સત્વર જણાવું છું.

ગાયન ૫૬ મું.

**રણછોડલાલ**—

સુણો સાચુ પીતાજી તમે, પ્રથમ ત્યાંથી ગયા ક્યાં હમે;
બીના તે સઊ બતાવું ખરી, હુકમ મુસ્તકે ઉમંગે ધરી.

**સાખી**–અંબીકાથી હું ગયો, બેચરને દરબાર;
માજીનાં દર્શન કરી, ગયો રેવાંજી કુમાર.
નાખ્યા નામ સર્વેનાં લેઇ, સુધારી સ્નેહથી દેહી;
આપ્યાં દાન વીપ્રોને ભાવે, સઘળાયે જે મળ્યું દાવે.

**સાખી**–ત્યાંથી પાવાઘઢ ગયો, માહાકાળીને ધામ;
ખુબી જોઇ વીસ્મય થયો, જબરૂ માનું કામ.
ભયંકર માતને ભાળી, જોઇ મેં જાગતી કાળી;
નથી એવી એકે દેવી, ભાવેથી રટયા જેવી.

**સાખી**–દુઃખ વીદારી દેહનાં, પુર્ણ કરી મન કોડ,

ત્યાંથી ડંક પુરી ગયો, જ્યાં રંગીલા રણછોડ.
નાહ્યો જઇ ગોમતીમાંય, કરી યાત્રા પુરી ત્યાંઇ;
કરી દેવે કૃપા જેવી, બની આવી બીના તેવી.
**સાખી**–સ્વપનું ત્યાં મુજને થયું, ટાંડાનું તતકાળ;
કારભાર કર્મે લખ્યું, લાગ્યું આળ પંપાળ.
ખરૂં કે ખોટું તે જોવા, ગયો ત્યાં વેમને ખોવા;
**સાખી**–સાચું થઇ સુખ ભોગવ્યું, છ મહીના મુજ તાત.
ત્યાંથી ચાંદણી હું ગયો, બની એટલી વાત.
પત્ર કાલ આપનો આવ્યો, વાંચી મુજ મનને ભાવ્યો;
હવે હુકમ કરો જેવો, ઉઠાવી તે માહારે લેવો.

## ગાયન ૫૭ મું.

**પીતાશ્રી**—

ધન્ય ધન્ય તને મુજ બાળ, દીપક તું જન્મ્યો કુળમાં;
કર્યું નાની વયમાં નામ તેં ખરી, ધરી પ્રીય તન હાંમ તે. ધન્ય.
ખરૂં સુકીતે હે બાળકો, લાગે મુજને મુળમાં;
આનંદ થયો મને ભારી, ખરી જોઇ બ્હાદુરી ત્હારી. ધન્ય.

**ભાષણ**—શાબાશ મારા બહાદુર પુત્ર તને શાબાશ તેં તારી નાની વયમાં ઉત્તમ કાર્યો કર્યાં તે સાંભળીને હું ઘણો ખુશી થયોછું.

**રણછોડલાલ**—પીતાશ્રી તે સઉ આપના પુણ્યથી, એમાં કંઇ પણ મારી બહાદુરી જોવા જેવી નથી.

**પીતાશ્રી**—નહીં નહીં. પુત્ર તું પણ એક મારા કર્મે ભાગ્યશાળી રત્ન પેદા થયો છે. વાહ ?પુત્ર તું પણ એક આપણા ઘરમાંથી કોઇ ભાગ્યશાળી દેખાય છે માટે જો તારી અમદાવાદ જવાની મરજી હોય તો તમે ખુશીથી જાઓ મારો સદર હુકમ છે.

**રણછોડલાલ**—જેવી પીતાશ્રીની આજ્ઞા. હવે આપની શી આજ્ઞાછે ?

**પીતાશ્રી**—હા ભાઇ હવે તું ખુશીથી પ્રયાણ કર. જા ઇશ્વર તારી ઉમેદ પુરી કરશે. એવી મારી આશીશ છે.

**ગાયન ૫૮ મું.**

**રણછોડલાલ**—

તાત આશીશ શીશ ધરીને તમારી;
વેગે વાધું છું હવે સુખકારી. તાત.
ઇશ્વર અંશ પીતાજી તમે છો,
જયકર ભયહર બાળના ભારી. તાત.
જય જયકાર થશે એમ લાગે,
શાથી ઉમંગની આશીશ સારી. તાત.
આપ કૃપાએ કરી સુખ પામું,
વાસ કરૂં ત્યાં પુરો પ્રેમ ધારી. તાત.
આપો રજા હાલ મુજને ઉમંગે,
ચીતની ચીંતા કરી સઉ ન્યારી. તાત.

**ગાયન ૫૯ મું.**

**રણછોડલાલ**—

પ્યાર પુરો પ્યાર પુરો થયો છે આ વાર,
માતુના ભ્રાતુની સમેં કૃપા કરી મારા કર્મે;
વંદુ વાહાલી ગાદી તને અતીશય દેજે મને,
છે સલામ (૨) જયજયકાર. (૨) પ્યારા.

**ગાયન ૬૦ મું.**

જે લખ્યું લેલાટમાં તે થવાનું યાર,

ઇશ્વર ઇચ્છા છે બળી, કળી શકે ન કોય;
સાચુ સંચીત તે ખરૂ, કર્યો મનમાં મેં કરાર. જે.
ક્યાં ગયોને ક્યાં રહ્યો હું, ક્યાં સદ્યો દુઃખમાં રમે,
અકળીત માયા ગુપ્ત છાયા પેખી દેખી બ્હાર મેં;
કરતુની કુર્ણા ખરી જોઇ મેં આવાર. જે.
સંચીતે સુખતર મળે, ને સંચીતે દુખમાં ભળે,
સંચીતે વેળા વળે, યાર છાયા ફરતી પળ પળે;
સેજ ન પામે વીર સાચો, શ્રી પતીનો પાર. જે.

**દોહરો.**—અસરાસરણ કરી સ્મર્ણને, ચરણ ધરૂછું આજ;
કષ્ટ હરણ ધરી કરણને, રાખજો માહારી લાજ.

**મનહરછંદ.**

**હવી પ્રાર્થના કવીરાજ—**

ફબાવે દેહનાં દુખ, દબાવે દામની ભુખ;
ઉગમણા ગોખવાળી, રણ ભય હારીતું. ૧.
રૈશ્વરૂપ મુખ માજી, છોડ શશીનો શોભીત;
રસ્યાળી હોડી છે, લાલ ચુંદડી છે ન્યારી તું. ૨.
ભગવતી ભુખડુને, કુબેરનું સુખ આપે;
વાન રોગીનું વાળે મા, દુખને વીદારી તું. ૩.



## મનહરછંદ.

**કવિની કલ્પના.**

શાબાશ સપુત સુત, કુબેર દવેના કુળ;
કરી કામ વડાં વડાં, નામને શોભાવ્યું છે. ૧
મોટા મોટા કામદારો, મોટા મોટા નામદારો;
શું વાણીએ મારી મન, એવાનું સોભાવ્યું છે. ૨
રંકનાં રક્ષણ કરી, દામ ગાંઠના ગમાવી;
અતિ દુઃખ અનેકનું ઠાઠથી ચોભાવ્યું છે. ૩
ઊગરેશ્વર કહે પ્રીતી, પાસમાં ફસાવી પુરો;
વીયોગી થઇને, મારા ઊરને ઓભાવ્યું છે. ૪

## દોહરો.

નામ રહે નવ ખંડમાં, નાણું નહી રહેનાર;
સદકીરતીનો મ્હેલ તે, કોઇ દીન નહીં પડનાર.
રવી શશીના સાથમાં, તે ફરવાનો યાર;
જગમાં આવ્યો એ ખરો, ધન એનો અવતાર.

## છપ્પો.

**નામ—**

કોઇનું નાણે નામ, કોઇનું ભકિત ભાવે;
કોઇ કરી ઉપકાર, નામ બહાદુર બતાવે;
કોઇ કરી સુભ કામ, કવીની જીભે ખોલે;
ગુપ્ત ઘરોઘર વાસ, કરીને જ્યાં ત્યાં ડોલે;
અનેક રીતે નામની, અમ્મર યાદી થાય છે;
ઊગરેશ્વર કહે જગતમાં, એ નરને સહુ ગ્હાય છે.

## સ્થળ કચેરી.

**રણછોડલાલ**—કવીરાજ લ્યો હું તમને આ સરપાવ આપુ છું તે ઉમંગેથી અંગીકાર કરી પધારો.

**કવીરાજ**—બહુ સારૂં, જેવો આપનો હુકમ.

**રણછોડલાલ**-કેમ મીત્રો હવે આપણે ઘેર જવાનો વખત-થઇ ગયો છે જઇશું ?

**નાથાલાલ**—હા, મીત્ર ચાલો. હવે ખાલી નાહક ખોટી શા માટે થવું જોઇએ.

**રણછોડલાલ**—ઠીક તારે ચાલો.

**મોહનલાલ**—મીત્ર આજ મારે એક આપને વિનંતી કરવા-ની છે તે જો આપ કહેતા હોય તો કરૂં.

**રણછોડલાલ**—હા મીત્ર, તારે જે કહેવું હોય તે ખુશીથી કહે; તું શા માટે અચકાય છે.

**મોહનલાલ**—મીત્ર ચાલો ત્યારે, આપને રસ્તે જતાં કહું છું.

**રણછોડલાલ**—બહુ સારૂં ચાલો.

**રસ્તો**—રણછોડલાલ કહે છે-બોલો મીત્ર ત્યારે, શું કહેવાનું છે તે સત્વર જણાવ.

**મોહનલાલ**—મીત્ર અમે તમારી મીત્રાચારી કરીને ઘણો આ-ણંદ કર્યો અને હવે તમારા સુખનો બદલો હમારા ગરીબ સ્થિતિના માણસથી વળી શકે તેવો નથી. પણ અમારા સીદપુરમાં આ અ-મદાવાદના નવરાતરમાં જેવા ગરબા ગવાય છે તેવી ખુબીઆતતી નથી માટે આજ રાતે જો આપની મરજી હોય તો જોવા જઇએ.

**રણછોડલાલ**—ઓહો! મીત્ર એજ કે બીજું, જા તારી એવી

મરજી છે તો આજ મારે ગરબે ગાનારી સખીયોને, સારી રીતે એમનાં મન પ્રસન કરી સુંદીર ગરબો ગવરાવીશું.

**નાથાલાલ**—શાબાશ મીત્ર.

**સ્થળ ગરબા-રણછોડલાલ**—બ્હેનો આજે હું તમને જે મને મળશે તે શોભીતા સરપાત્ર આપીશ, પણ એક મારા ઉરને આણુંદ આપે તેવો સુંદીર ગરબો ગાઓ.

**સખી**—બહુ સારૂં. જેવી આપની મરજી. બ્હેનો ચાલો આપણે સુંદીર ગરબો ગાઇએ.

**સખીયો**—બહુ સારૂં બ્હેન, ચાલો ગાઓ.

**ગાયન ૬૧ મું.**

**ગરબો**—

વહાલે વીણા વગાડી વ્રેહ વેદના કરી,
વેદના કરી, સખી શું મોહની ભરી. વહાલે વીણા.

**સાખી**—સર્પણી શત્રુ થઇ ખરી, ઉર કર્યું હેરાન;
મનહર મારે મન વશી, મને કરી બેભાન.

સુજે ન સુજની કામ, કેમ શું કરવુંરે,
મને ઘેલી કરી ગુલતાન કયાં જઇ ઠરવુંરે.

**સાખી**—વ્રેહ વીશે વ્યાકુળ બની, કોણ સમાવે આગ;
ભાનુની સુખધર કયાં મળે, મદનરાજ મહાભાગ.

રશીયો રેણુંનો ભોગી, ભાવે કયાં ભેટશે,
વ્યાધી વપુની કરે વેગળી હરી,
વેગળી કરી ખરી આ ધ્યાનમાં ધરી. વહાલે વીણા.

રણછોડલાલ—કેમ મીત્રો હવે તમારાં દીલ ખુશી થયાં કે નહીં.

મીત્રો—વાહા ભાઇ આજના આણંદમાં લગીરે બાકી નથી.

રણછોડલાલ—ઠીક સારે. લ્યો બ્હેનો આ તમને હું શોભીતા સાળુનો સરપાવ આપું છું.

સખીયો—ભાઇ બહુ સારૂં.

રણછોડલાલ—મીત્રો ચાલો હવે.

મીત્રો—હા ભાઇ ચાલો.

રસ્તો માફી— સઘળા પાત્રો.

ગરબો ૨ જો. પુનમચાંદનીનો રાગ.

બ્હેન્યો બલહારી પુરણીમાની રાતને રે,
કેવો સોળકળાનો ખેલ્યો શશી આકાશ;
તન મન તમ થયાં જોઇ રઢીયાળી રાતને રે.

સાખી-૧ આ વખતે સખીયો ઘણો, ઉર જામ્યો ઉમંગ;
મોહ ઓછવનો મનમાં, મળ્યો બરોબર રંગ.

જોને જળહળ જોત્યો બળે, વળે વાંકી વળી રે,
નજરે નરખી હરખી, સરખી સૈયર ગાય;
ખુબી ખીલી છે નવીન, સખી શી આજની રે.

સાખી-૨ મધુર સ્વર કરે માનુની, સોળ ધરી શણગાર;
સુવાશ અત્તર તેલનો, ઉડે છે ભભકાર.

લટકે મટકે અટકે તાળી, લેતાં તાનમાં રે,
ઝાંજર ચર્ણે કેવાં, કરી રહ્યાં ઝણકાર;
ધરણી ધમધમતી ધરતી, પગ ધીમાશથી રે.

સાખી-૩ પુરણ પ્રેમની પાસમાં, પડી ઉભા છે પાસ;
દીગમુઢ જેવા બની, નીરખી કરતા હાશ.
બાંધી કટીયો વાળી, કતલ કરે છે કામનીરે,
જોને જન મન રંજન, જોવા મન લોભાય,
રંગે રંગ મળી, કેવી સોભે જામનીરે.
સાખી-૪ સ્વર્ગપુરીના શેહેરની, ખુબી છે આ ઠામ,
સુખ મળ્યું સુર લોકનું, શોક મળે નહીં નામ.
ઠેરા ઠેર ખરો આજે, આણુંદ ઉછળે રે,
આખુ શેહેર બન્યું છે, રંગે રાતુ ચોળ,
જયજયકાર તણી ધુની, ઉઠી આ પળે રે.
સાખી-૫ વીનવે વીશ્વંભર અને, વીનવ દેવી દેવ;
શશીવદની મીઠા સ્વરે, રૂડી બજાવે સેવ.
ઉર હર્ષ ભરી, અણુસારેથી ઉપડેરે,
સાથો સાથ પડે છે, સૌના સરખા હાથ,
શોભા શી વરણું, ઉગરેશ્વર જીભ્યા વડેરે.

ગાયન ૬૨ મું.

પુર્ણ થઇ છે આ બ્હાર, સજનો પુર્ણ થઇ છે આ બ્હાર,
રણછોડલાલના ખ્યાલનો, ખાંતથી વર્ણવ્યો સહુ વીસ્તાર.
ઓદીચ જ્ઞાતી વીષે, ઉમંગથી વર્તાવ્યો જય જયકાર. સ.
સુમતીવાન ધ્યાન રાખીને, ધારતાં કુબેરભાઇ કુમાર. સ.
નંદપુરીનું નામ દીપાવ્યું, પુરો ધરીને મન પ્યાર. સ.
અલ્પ મતીએ આ ગ્રંથ ગુંથ્યો, નથી પીંગળનો આધાર. સ.
માટે મારી ભુલ સુજ્ઞની આગતો, ઉગરેશ્વર આધાર. સ.

**ભાષણ**—અહો ! આર્ય બંધુઓ આજે આ રણછોડલાની બાળ તથા યોવન લીલાની સઘળી હકીકત મેં એક મારી અલ્પમતીયે નાટકના રૂપમાં બનાવી, કરી બતાવી, તેમાં થએલા દોશ્યોની ક્ષમા માગી, હવે સઘળા પાત્રો સુખી થવાની રજા માગે છે તે સ્વીકારી આપશો હેવી આશા રાખુછું.

